॥ શ્રીહરિઃ ॥

1062 ▲

# નારી શિક્ષણ

नारी शिक्षा ( गुजराती )




હનુમાનપ્રસાદ પોદ્દાર

॥ શ્રીહરિઃ ॥

1062

# નારી શિક્ષણ

नारी शिक्षा ( गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

હનુમાનપ્રસાદ પોદ્દાર

1062 Nari chicha_Section_1_Front

॥ શ્રીહરિઃ ॥

# પરિચય

આ 'નારી-શિક્ષણ'ના અધિકાંશ લેખો 'કલ્યાણ'ના વિશેષાંક 'નારી-અંક'માંથી સંકલિત છે. કેટલાક લેખો નવા પણ છે. નારી-જાતિના સર્વાંગીણ લાભ માટે જ આ વિવિધ વિષયોનું નાનું એવું સંકલન પુસ્તકરૂપે પ્રકાશિત કરવામાં આવે છે. આશા છે કે ભારતીય નારી આનો લાભ મેળવશે.

વિજયાદશમી, સં. ૨૦૦૯ વિ૦<br>ગોરખપુર

વિનીત<br>**હનુમાનપ્રસાદ પોદ્દાર**

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી





॥ श्रीहरिः ॥

# नारी-शिक्षण

## सती-माहात्म्य

(१)

अनुव्रजन्ती भर्तारं गृहात् पितृवनं मुदा।
पदे पदेऽश्वमेधस्य फलं प्राप्नोत्यसंशयम्॥
व्यालग्राही यथा व्यालं बलादुद्धरते विलात्।
एवमुत्क्रम्य दूतेभ्यः पतिं स्वर्गं व्रजेत् सती॥
यमदूताः पलायन्ते तामालोक्य पतिव्रताम्।
तपनस्तप्यते नूनं दहनोऽपि च दह्यते॥
कम्पन्ते सर्वतेजांसि दृष्ट्वा पातिव्रतं महः।
यावत्स्वलोमसंख्यास्ति तावत्कोट्ययुतानि च॥
भर्त्रा स्वर्गसुखं भुङ्क्ते रममाणा पतिव्रता।
धन्या सा जननी लोके धन्योऽसौ जनकः पुनः॥
धन्यः स च पतिः श्रीमान् येषां गेहे पतिव्रता।
पितृवंश्या मातृवंश्याः पतिवंश्यास्त्रयस्त्रयः॥
पतिव्रतायाः पुण्येन स्वर्गसौख्यानि भुञ्जते।
पतिव्रतायाश्चरणो यत्र यत्र स्पृशेद् भुवम्॥
सा तीर्थभूमिर्मान्येति नात्र भारोऽस्ति पावनः।
बिभ्यत् पतिव्रतास्पर्शं कुरुते भानुमानपि॥
सोमो गन्धर्व एवापि स्वपावित्र्याय नान्यथा।
आपः पतिव्रतास्पर्शमभिलष्यन्ति सर्वदा॥

गायत्र्याघविनाशो नः पातिव्रत्येन साधनुत्।
गृहे गृहे न किं नार्यो रूपलावण्यगर्विताः॥
परं विश्वेशभक्त्यैव लभ्यते स्त्री पतिव्रता।
भार्या मूलं गृहस्थस्य भार्या मूलं सुखस्य च॥
भार्या धर्मफलायैव भार्या संतानवृद्धये।
परलोकस्त्वयं लोको जीर्यते भार्यया द्वयम्॥
देवपित्रतिथीनां च तृप्तिः स्याद् भार्यया गृहे।
गृहस्थः स तु विज्ञेयो गृहे यस्य पतिव्रता॥
यथा गङ्गावगाहेन शरीरं पावनं भवेत्।
तथा पतिव्रतां दृष्ट्वा सदनं पावनं भवेत्॥

[સ્કંદપુરાણ : બ્રહ્મખંડ (ધર્મારણ્યખંડ) - અ૦ ૭]

'જે નારી પોતાના મૃત પતિનું અનુસરણ કરતી રહીને ઘરથી સ્મશાન તરફ પ્રસન્નતાથી જાય છે, તે પ્રત્યેક પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત કરે છે, તેમાં જરા પણ શંકા નથી. જેવી રીતે સાપ પકડનારો ગારુડી સાપને તેના દરમાંથી બળજબરીથી કાઢી લે છે તેવી રીતે સતી સ્ત્રી પોતાના પતિને યમદૂતોના હાથમાંથી છીનવીને સ્વર્ગલોકમાં જાય છે. તે પતિવ્રતા દેવીને જોઈને યમદૂતો આપોઆપ ભાગી જાય છે. પતિવ્રતાના તેજનું નિરીક્ષણ કરીને બધાંને તપાવનારા સૂર્યદેવ પોતે જ સંતપ્ત થઈ ઊઠે છે, બીજાંઓને બાળનારા અગ્નિદેવ પણ પોતે બળવા લાગે છે તથા ત્રિભુવનનાં સર્વ તેજ કંપી ઊઠે છે. પોતાના શરીરમાં જેટલાં રુંવાડાં છે, તેટલાં ખર્વ વર્ષો સુધી પતિવ્રતા સ્ત્રી સ્વર્ગમાં પતિની સાથે વિહાર કરતી રહીને સુખ ભોગવે છે. જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રી વિરાજે છે તે માતા, તે પિતા તથા તે ભાગ્યશાળી પતિ સંસારમાં ધન્ય છે. પતિવ્રતા સ્ત્રીના પુણ્યથી તેના પિતા, માતા અને પતિ - એ ત્રણેનાં કુળોની ત્રણ-ત્રણ પેઢીઓ સ્વર્ગલોકમાં જઈને સુખ ભોગવે છે. પતિવ્રતાનો ચરણ ધરતીનો જ્યાં જ્યાં સ્પર્શ કરે છે, તે સ્થાન

તીર્થભૂમિ જેવું મનાય છે. ત્યાં ભૂમિ ઉપર કોઈ ભાર નથી રહેતો, તે સ્થાન પરમ પવિત્ર થઈ જાય છે. સૂર્યદેવ પણ ડરતાં ડરતાં જ પોતાના કિરણોથી પતિવ્રતાનો સ્પર્શ કરે છે. ચંદ્રમા અને ગંધર્વ વગેરે બીજા કોઈ ભાવથી નહિ, પરંતુ પોતે પવિત્ર થવા માટે જ તેનો સ્પર્શ કરે છે. જળ હંમેશાં પતિવ્રતા દેવીના ચરણ-સ્પર્શની અભિલાષા રાખે છે. તે જાણે છે કે ગાયત્રી દ્વારા જે અમારાં પાપોનો નાશ થાય છે, તેમાં તે દેવીનું પાતિવ્રત્ય જ કારણ છે, પાતિવ્રત્યના બળથી જ તે અમારાં પાપોનો નાશ કરે છે. શું ઘેર-ઘેર પોતાના રૂપ અને લાવણ્યનું અભિમાન કરનારી સ્ત્રીઓ નથી? પરંતુ પતિવ્રતા સ્ત્રી ભગવાન વિશ્વેશ્વરની ભક્તિથી જ પ્રાપ્ત થાય છે. ગૃહસ્થાશ્રમનું મૂળ પત્ની છે, સુખનું મૂળ કારણ પત્ની છે. ધર્મ-ફળની પ્રાપ્તિનું તથા સંતાનના વિકાસનું કારણ પણ પત્ની જ છે. પત્નીથી લોક અને પરલોક બંને ઉપર વિજય પ્રાપ્ત થાય છે. ઘરમાં પત્ની હોવાથી જ દેવતાઓ, પિતૃઓ અને અતિથિઓ સંતુષ્ટ થાય છે. વાસ્તવમાં ગૃહસ્થ એને જ સમજવો જોઈએ કે જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રી છે. જેવી રીતે ગંગામાં સ્નાન કરવાથી શરીર પવિત્ર થાય છે, તેવી રીતે પતિવ્રતાનાં દર્શન કરવાથી સંપૂર્ણ ઘર પવિત્ર થઈ જાય છે.'

(૨)

**पुरुषाणां सहस्त्रं च सती स्त्री च समुद्धरेत्।**
**पतिः पतिव्रतानां च मुच्यते सर्वपातकात्॥**
**नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा।**
**तया सार्धं च निष्कर्मा मोदते हरिमन्दिरे॥**
**पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि।**
**तेजश्च सर्वदेवानां मुनीनां च सतीषु तत्॥**
**तपस्विनां तपः सर्वं व्रतिनां यत् फलं व्रते।**
**दाने फलं च दातॄणां तत् सर्वं तासु सन्ततम्॥**

स्वयं नारायणः शम्भुर्विधाता जगतामपि।
सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च सन्ततम्॥
सतीनां पादरजसा सद्यः पूता वसुन्धरा।
पतिव्रतां नमस्कृत्य मुच्यते पातकान्नरः॥
त्रैलोक्यं भस्मसात्कर्तुं क्षणेनैव पतिव्रता।
स्वतेजसा समर्था सा महापुण्यवती सदा॥
सतीनां च पतिः साध्वी पुत्रो निःशङ्क एव च।
न हि तस्य भयं किञ्चिद् देवेभ्यश्च यमादपि॥
शतजन्मसुपुण्यानां गेहे जाता पतिव्रता।
पतिव्रताप्रसूः पूता जीवन्मुक्तः पिता तथा॥

श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपि नृणां ह्लादजननं
न रत्नं स्त्रीभ्योऽन्यत् क्वचिदपि कृतं लोकपतिना।
तदर्थं धर्मार्थौ सुतविषयसौख्यानि च ततो
गृहे लक्ष्म्यो मान्याः सततमबला मानविभवैः॥

ये ह्यङ्गनानां प्रवदन्ति दोषान्
वैराग्यमार्गेण गुणान् विहाय।
ते दुर्जना मे मनसो वितर्कः
सद्भाववाक्यानि न तानि तेषाम्॥

(વારાહમિહિરકૃત બૃહત્સંહિતા)

'સતી સ્ત્રી હજારો પુરુષોનો ઉદ્ધાર કરી દે છે. પતિવ્રતાનો પતિ બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. સતીના વ્રતના પ્રભાવથી તેમના પતિએ કર્મનું ફળ ભોગવવું પડતું નથી. તે બધાં કર્મોના બંધનથી મુક્ત થઈને સતી પત્નીની સાથે ભગવાન વિષ્ણુના ધામમાં આનંદનો અનુભવ કરે છે. પૃથ્વી ઉપર જેટલાં તીર્થ છે, તે બધાં સતી-સાધ્વી સ્ત્રીના ચરણોમાં આળોટે છે. સર્વ દેવતાઓ અને મુનિઓનું જે તેજ છે, તે બધું સતી સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે રહે છે. તપસ્વીઓનું બધું

તપ, વ્રત કરનારાઓના વ્રતનું સંપૂર્ણ ફળ તથા દાતાઓના દાનનું બધું ફળ મળીને જેટલું થતું હોય, તે બધું પતિવ્રતા દેવીઓમાં વ્યાપેલું રહે છે. સાક્ષાત્ ભગવાન નારાયણ, ભગવાન શિવ, વિશ્વવિધાતા બ્રહ્માજી તથા બધા દેવો અને મહર્ષિઓ પણ પતિવ્રતાઓથી હંમેશાં ડરતા રહે છે. સતીની ચરણરજ પડવાથી પૃથ્વી તત્કાળ પવિત્ર થઈ જાય છે. પતિવ્રતા આગળ માથું નમાવવાથી મનુષ્ય બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. મહાપુણ્યશાળી પતિવ્રતા સ્ત્રી હંમેશાં પોતાના તેજથી ત્રણે લોકને પળવારમાં ભસ્મ કરી નાખવાની શક્તિ ધરાવે છે. પતિવ્રતાનો પતિ તથા તેનો પુત્ર - એ બંને હંમેશાં નિર્ભય રહે છે. તેઓને દેવો અને યમથી પણ લેશમાત્ર ભય હોતો નથી. જેઓ સો જન્મોથી ઉત્તમ પુણ્યનો સંચય કરતા રહ્યા છે, તેમના ઘરમાં પતિવ્રતા કન્યા જન્મ લે છે. પતિવ્રતાને જન્મ આપનારી માતા પરમ પવિત્ર છે તથા તેના પિતા પણ જીવન્મુક્ત છે.' 'બધાં લોકની રચના કરનારા વિધાતાએ ક્યાંય પણ સ્ત્રીઓ સિવાય એવું કોઈ રત્ન ઉત્પન્ન નથી કર્યું, જે જોવાથી, સાંભળવાથી તથા સ્પર્શ અને સ્મરણ કરવાથી પણ મનુષ્યોને આનંદ આપનાર હોય. તેઓને માટે જ ધર્મ અને અર્થનો સંગ્રહ થાય છે. પુત્રવિષયક સુખ તેમનાથી પ્રાપ્ત થાય છે. તેથી, માન જ જેમનું ધન છે એવા શ્રેષ્ઠ પુરુષો માટે એ જ યોગ્ય છે કે તેઓ ઘરમાં નારીઓને ગૃહલક્ષ્મી સમજીને હંમેશાં તેમનું સન્માન કરે.' 'જે લોકો માત્ર વૈરાગ્ય-માર્ગનો સહારો લઈને સ્ત્રીઓના ગુણો ત્યજીને, માત્ર તેમના દોષોનું વર્ણન કરે છે તેઓ દુર્જન છે – એવું મારા મનનું અનુમાન છે. તે દોષ-વાક્યો તેમના મોંએથી સદ્ભાવનાથી પ્રરિત થઈને નીકળેલાં નથી.'



## સોળ માતાઓ

स्तनदात्री गर्भधात्री भक्ष्यदात्री गुरुप्रिया।
अभीष्टदेवपत्नी च पितुः पत्नी च कन्यका॥
सगर्भजा या भगिनी पुत्रपत्नी प्रियाप्रसूः।
मातुर्माता पितुर्माता सोदरस्य प्रिया तथा॥
मातुः पितुश्च भगिनी मातुलानी तथैव च।
जनानां वेदविहिता मातरः षोडश स्मृताः॥

(બ્રહ્મવૈવર્તપુરાણ ગ૦ ૧૫ અ૦)

'સ્તનપાન કરાવનારી, ગર્ભધારણ કરનારી, ભોજન આપનારી, ગુરુપત્ની, ઈષ્ટદેવની પત્ની, પિતાની પત્ની (વિમાતા), પિતૃકન્યા (ઓરમાન બહેન), મા-જણી બહેન, પુત્રવધૂ, સાસુ, નાની (વડવી), દાદી, ભાઈની પત્ની (ભાભી), માસી, ફોઈ અને મામી – વેદમાં મનુષ્યો માટે આ સોળ પ્રકારની માતાઓ બતાવવામાં આવી છે.'



# પતિવ્રતાનો આદર્શ

## શંકર-પાર્વતી સંવાદ

એક વાર શ્રીમહાદેવજીએ ભગવતી પાર્વતીને શ્રેષ્ઠ સ્ત્રીઓના ધર્મનું વર્ણન કરવાનું કહ્યું. તે સમયે ગંગાજી વગેરે પવિત્ર નદીરૂપી દેવીઓ પણ હાજર હતી, ત્યારે પાર્વતીજીએ કહ્યું, 'હું જે સ્ત્રીધર્મને જાણું છું તે સંભળાવું છું. તમે સાવધાન થઈને સાંભળો –

લગ્નસમયે કન્યાનાં પિયરયાં તેને સ્ત્રીધર્મનો ઉપદેશ પહેલેથી જ આપે છે અને સ્ત્રી અગ્નિની સાક્ષીએ પતિની સહધર્મચારિણી બની જાય છે. સ્ત્રી સુંદર સ્વભાવની, વિનયયુક્ત, મધુર અને હિતકર વાણી બોલનારી, સુંદર દેખાવ ધરાવતી, પતિમાં અનન્યચિત્ત રાખનારી, હસમુખી અને પતિની સાથે પોતાના ધર્મનું આચરણ કરનારી હોવી જોઈએ. જે સાધ્વી સ્ત્રી પોતાના પતિને હંમેશાં દેવતુલ્ય માને છે, તે ધર્મપરાયણ હોય છે અને તેને ધર્મનો ભાગ મળે છે. જે સ્ત્રી દેવની જેમ પોતાના પતિની સેવા કરે છે અને પતિ સિવાય અન્ય કોઈ પર પતિભાવ રાખતી નથી, પ્રત્યેક પરિસ્થિતિમાં પ્રસન્ન અને સારું આચરણ કરનારી હોય છે, જેના દર્શનમાત્રથી પતિને સુખ મળે છે, જે હંમેશાં પતિના મુખને જ જોયા કરે છે અને નિયમિત ભોજન કરે છે, તે ધર્મચારિણી હોય છે. 'પુરુષ અને સ્ત્રી બંનેએ એક સાથે રહીને ઉત્તમ ધર્મનું પાલન કરવું જોઈએ' – આ દામ્પત્ય-ધર્મ સમજીને

જે સ્ત્રી તે ધર્મને વળગી રહે છે, તે સ્ત્રીને પતિના જેટલું વ્રત પાળનારી સમજવી જોઈએ. પતિને હંમેશાં દેવતુલ્ય માનનારી સ્ત્રીને સહધર્મચારિણી સમજવી જોઈએ. જે સ્ત્રી પોતાના પતિની દેવતા સમાન સેવા કરે છે, તે સ્ત્રી વશીકરણ કર્યા વિના જ પતિને વશમાં કરી લે છે. આવી પ્રસન્નમનની, સુંદર પતિવ્રતા, સુખદ દેખાવડી, પતિમાં અનન્ય ભાવ રાખનારી, હસમુખી સ્ત્રીને ધર્મચારિણી સમજવી જોઈએ. પતિ કડવાં વેણ કહે કે કઠોર નજરે જુએ તોપણ જે સ્ત્રી પ્રસન્નમુખી જ રહે છે, તે પતિવ્રતા સ્ત્રી છે. પોતાના પતિ સિવાય પુલ્લિંગવાચક ચંદ્રમા, સૂર્ય અને વૃક્ષને પણ જોવા ઇચ્છતી નથી, તેવી સ્ત્રીને ધર્મચારિણી સમજવી જોઈએ. જે સ્ત્રી પોતાના નિર્ધન, રોગી, દુઃખી તથા સફરથી થાકેલા સ્વામીની પુત્રવત્ સ્નેહથી સેવા કરે છે, તે ધર્મચારિણી છે. જે સ્ત્રી સંયમી છે, કુશળ છે, પતિથી જ વંશવૃદ્ધિ કરે છે, પતિને પ્રિય છે અને પોતાના પતિને પ્રાણતુલ્ય સમજે છે, તે જ સ્ત્રી ધર્મચારિણી છે.

જે સ્ત્રી પ્રસન્નચિત્તે પતિની સેવા કરે છે, પતિને નકામા કે ભારરૂપ સમજતી નથી, પતિ ઉપર વિશ્વાસ રાખે છે અને હંમેશાં વિનયપૂર્વક વર્તે છે, તે સ્ત્રીને ધર્મચારિણી સમજવી જોઈએ. જે સ્ત્રીને પતિ માટે જેવી ચાહના હોય છે તેવી ચાહના કોઈ પણ વિષય, ભોગ, ઐશ્વર્ય અને સુખ માટે નથી હોતી, તે સ્ત્રી ધર્મચારિણી છે. જે સ્ત્રી પ્રાતઃકાળે ઊઠવામાં પ્રસન્ન રહે છે, ચિત્ત પરોવીને ઘરનાં કામ કરે છે, ઘરને હંમેશાં સાફસૂથરું રાખે છે અને વ્યવસ્થિત ઘર ચલાવે છે તથા હંમેશાં પતિની સાથે યજ્ઞ કરે છે, પુષ્પાદિથી દેવપૂજા કરે છે, પતિની સાથે દેવ, અતિથિ, નોકર અને અવશ્યપણે સેવા કરવા યોગ્ય સાસુ-સસરા વગેરેને ભોજન વગેરેથી યથાયોગ્ય તૃપ્ત

કરીને બાકી બચેલા અન્નનું ભોજન કરે છે, તે સહધર્મચારિણી છે. જે ગુણિયલ સ્ત્રી પોતાનાં સાસુ-સસરાની હંમેશાં સેવા કરે છે, પિયરમાં માતાપિતાને સુખ પહોંચાડે છે, તે સ્ત્રી તપોધના કહેવાય છે. જે સ્ત્રી બ્રાહ્મણ, અશક્ત, ગરીબ, અનાથ, અંધ અને અપંગોને અન્ન વગેરે આપીને તેમનું ભરણ-પોષણ કરે છે, તે સ્ત્રી પાતિવ્રત ધર્મ પાળનારી છે. જે સ્ત્રી અઘરા નિયમોનું પાલન કરે છે, ચિત્તને વશમાં રાખે છે, એશ-આરામમાં ફસાતી નથી, પતિપરાયણ રહે છે, તે સતી સ્ત્રી પ્રતિવ્રતા છે. સ્ત્રીઓ માટે પતિ જ દેવ છે, પતિ જ મિત્ર છે, પતિ જ ગતિ છે. સ્ત્રીઓ માટે પતિના જેવી અન્ય કોઈ ગતિ નથી હોતી. પતિની પ્રસન્નતા સિવાય સ્ત્રીએ સ્વર્ગની પણ ઇચ્છા કરવી જોઈએ નહીં. પતિ દરિદ્ર હોય, રોગિષ્ઠ હોય, શાપથી પીડિત હોય, ભલેને તે ગમે તે હાલતમાં હોય, તોપણ તે જે કંઈ કરવાનું કહે તે કાર્ય સ્ત્રીએ નિઃસંકોચ બનીને કરવું જોઈએ.

**(મહાભારત - અનુશાસનપર્વમાંથી)**



# લક્ષ્મી-રુક્મિણી સંવાદ

એક દિવસ રુક્મિણીદેવી શ્રીલક્ષ્મીજીને મળવા વૈકુંઠમાં ગયાં. પરસ્પર અનેક વિષયોમાં ચર્ચા થવા લાગી. વાત-વાતમાં જ રુક્મિણીજીએ પૂછ્યું – 'હે દેવી! તમે કેવી સ્ત્રીઓ પાસે હંમેશાં રહો છો? તમને કેવી સ્ત્રીઓ ગમે છે? કયા ઉપાયોથી સ્ત્રીઓ તમારી પ્રીતિ-પાત્ર બની શકે છે ?'

લક્ષ્મીજી હસીને કહેવા લાગ્યાં – ''જે સ્ત્રીની પોતાના પતિમાં અવિચળ ભક્તિ છે તે મને સૌથી વધુ પ્રિય છે. હું તેને ક્ષણ માટે પણ મારાથી અળગી કરી શકતી નથી. એવી સ્ત્રીઓ પાસે રહેવાથી મને આનંદ થાય છે. હું તેમના સત્સંગની ઈચ્છા રાખું છું અને હંમેશાં તેમની સાથે રહું છું. બીજા તમામ ગુણો હોવા છતાં જે સ્ત્રીની પોતાના પતિમાં શ્રદ્ધા નથી, તેને હું તિરસ્કારું છું અને પોતાની પાસે આવવા દેતી નથી.

જે સ્ત્રી ક્ષમાશીલ છે અર્થાત્ અપરાધ કરનારાઓને પણ ક્ષમા આપે છે તેના ઘરમાં હું રહું છું.

હંમેશાં સાચું બોલનારી સ્ત્રી મને વધુ પ્રિય છે, સરળ સ્વભાવયુક્ત સ્ત્રી જ મને મેળવી શકે છે. જે સ્ત્રી છળ-કપટ-ચાલાકીથી બીજાને છેતરે છે, જે જૂઠું બોલે છે તેને હું ધિક્કારું છું અને તેને ક્યારેય દર્શન આપતી નથી. જે સ્ત્રીઓ પવિત્ર રહે છે, શુદ્ધ આચરણયુક્ત છે, દેવો અને વિદ્વાન બ્રાહ્મણોમાં ભક્તિભાવ રાખે છે, પતિવ્રતાધર્મનું પાલન

કરે છે, અતિથિની સેવા કરવા સદૈવ તત્પર રહે છે, તે મને જલદી મેળવે છે.

જે સ્ત્રીઓ જિતેન્દ્રિય છે, જેમને પોતાના પતિ સિવાય અન્ય પુરુષનું મોં જોવાનું પણ રુચતું નથી તેમના ઘરમાંથી હું ક્યારેય નીકળતી નથી, તેવી સ્ત્રીઓ મને પોતાના વશમાં કરી લે છે.''

ત્યારબાદ લક્ષ્મીજીએ કહ્યું – ''બહેન રુક્મિણી ! હવે હું એવી સ્ત્રીઓ વિષે જણાવું છું કે જેમનાથી હું નાખુશ રહું છું અને જેમનો તિરસ્કાર કરું છું -

જે સ્ત્રીઓ હંમેશાં પોતાના પતિથી વિરુદ્ધ કામ કરે છે, પતિને અનેક રીતે હેરાન કરે છે, તેને કડવાં વેણ કહે છે તેવી સ્ત્રીઓથી હું ખૂબ નારાજ રહું છું, હું ક્યારેય એમનું મોં પણ જોતી નથી.

જે સ્ત્રીઓ પોતાના પતિનું ઘર છોડીને બીજાના ઘરમાં રહેવા આતુર છે, બીજા પુરુષ પર પ્રેમ રાખે છે તેવી સ્ત્રીઓ નરકના કીડા બને છે. હું સ્વપ્નમાં પણ તેવી સ્ત્રીઓ પાસે જતી નથી.

જે સ્ત્રીઓ નિર્લજ્જ છે, ઝઘડાળુ અને લડાઈખોર છે, કડવું બોલે છે, વધુ પડતું બોલે છે, ગમે તેની સાથે વાતો કરે છે, ગમે તેની સાથે ઝઘડી પડે છે, ક્રોધી સ્વભાવની છે, વાતવાતમાં ચિડાઈ જાય છે, જેમનામાં સ્નેહ અને દયાભાવ નથી, તેવી સ્ત્રીઓને હું તજી દઉં છું.

જે સ્ત્રીઓ અપવિત્રતાથી રહે છે, વધુ ઊંઘે છે, આળસને વશ રહે છે, વડીલોનું કહેવું માનતી નથી, કામ કરતી વખતે પરિણામનો વિચાર કરતી નથી, ઘરને બરાબર વ્યવસ્થિત રાખતી નથી, ઘરની ચીજોને ગમે ત્યાં ફેંકી દે છે, તેવી સ્ત્રીઓ મને કદી પણ પોતાની બનાવી શકતી નથી.''



# નારી અને નરનો પરસ્પર સંબંધ

પુરુષ અને પ્રકૃતિના સંયોગથી જ જગતની ઉત્પત્તિ થઈ છે અને જ્યાં સુધી જગતનું અસ્તિત્વ રહેશે, ત્યાં સુધી પુરુષ અને પ્રકૃતિનો આ સંયોગ પણ કાયમ રહેશે. પુરુષ અને પ્રકૃતિ – બંને અનાદિ છે. પુરુષના સંસર્ગથી પ્રકૃતિ જ સમગ્ર જીવ-જગતને, સઘળા વિકારોને અને નિખિલ ગુણોને ઉત્પન્ન કરે છે.* પ્રકૃતિ શક્તિ છે અને પુરુષ શક્તિમાન. શક્તિ વિના શક્તિમાનનું અસ્તિત્વ નથી અને શક્તિમાન વિના શક્તિ માટે કોઈ સ્થાન નથી. એમનો પરસ્પર અવિનાભાવી સંબંધ છે. આ જ પ્રકારનો નર-નારીનો સંબંધ છે. નર પુરુષનું અને નારી પ્રકૃતિનું પ્રતીક છે. નારીનું નામ જ 'પ્રકૃતિ' છે. એક વિના અન્ય અપૂર્ણ છે. આ તત્ત્વના આધારે હિન્દુ-શાસ્ત્રોએ નર અને નારીનાં કર્તવ્ય કર્મોનો નિર્દેશ કર્યો છે. બંનેનાં કર્તવ્યો જુદાં-જુદાં હોવા છતાં તેઓ એક જ શરીરના જમણા અને ડાબા અંગોનાં કાર્યોની જેમ એક જ શરીરનાં પૂરક છે અને એક જ શરીરની સ્થિતિ, સમૃદ્ધિ, પુષ્ટિ અને તુષ્ટિનાં કારણ છે. એકના વિના બીજાનું કામ થઈ શકતું નથી. પોત-પોતાના ક્ષેત્રમાં બંનેની પોતાની પ્રધાનતા અને શ્રેષ્ઠતા છે, પરંતુ બંનેની શ્રેષ્ઠતા એક જ પરમ 'શ્રેષ્ઠ'ની પૂર્તિમાં સંલગ્ન છે. બંને મળીને પોત-પોતાનાં અલગ-અલગ કાર્યોનું પાલન કરતાં રહીને જ જીવનના પરમ અને અંતિમ લક્ષ્ય ભગવાનને પ્રાપ્ત કરી શકે છે. પતિવ્રતા નારીના દિવ્ય ત્યાગપૂર્ણ આદર્શને અનુસરીને ભગવાન પ્રત્યે સંપૂર્ણતયા

---

* જુઓ, શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૩/૧૯; ૧૪/૩-૪.

આત્મસમર્પણ કરીને નર ભગવાનની પ્રાપ્તિ કરે છે; જ્યારે નારી પોતાના અભિન્નસ્વરૂપ (એકરૂપ) સ્વામીનું, તેની હયાતીમાં તેમ જ હયાતી પછી પણ સંપૂર્ણતયા અનુસરણ કરીને તે જ ભગવાનની પ્રાપ્તિ સરળતાથી કરે છે. આ સીધું-સાદું નર અને નારીનું સ્વરૂપ તથા કર્તવ્ય છે. નારી પરમેશ્વરની પ્રાપ્તિ માટે પોતાના ક્ષેત્રમાં રહીને પોતાના જ દૃષ્ટિકોણથી નરની સેવા કરે છે; જ્યારે નર પણ પરમેશ્વરની પ્રાપ્તિ માટે જ નારીની સેવાનો સ્વીકાર કરીને પોતાના જ ક્ષેત્રને અનુરૂપ કાર્યો દ્વારા નારીની સેવા કરે છે. બંનેયનું સ્થાન અને કર્તવ્ય એકબીજા માટે મહત્ત્વપૂર્ણ, આદરણીય અને અનિવાર્યપણે અભિનંદનીય છે તથા બંનેય એકબીજાને માટે પરમ આદર્શ છે.

આ ભારતીય નર-નારીનું સ્વરૂપ છે. પુરુષ સ્ત્રીનો સેવક, સખા અને સ્વામી છે. એ જ રીતે સ્ત્રી પણ પુરુષની સેવિકા, સખી અને સ્વામિની છે. તેથી જ નારી પતિવ્રતા છે. વાસ્તવમાં પરમ પતિ પરમાત્માની પ્રાપ્તિ અને પ્રીતિના ઉદ્દેશથી જ આ પાતિવ્રત્ય છે. તેથી જ પ્રાચીન અને અર્વાચીન કેટલીક બ્રહ્મવાદિની અને ભક્તિમતી (ગાર્ગી અને મીરાં વગેરે) નારીઓ સર્વથી સંબંધ તોડીને અને એકમાત્ર ભગવાન સાથે જ સંબંધ જોડીને ભગવાનને પ્રાપ્ત કરી ચૂકી છે. આજે પણ એવી પવિત્રહૃદયની સ્ત્રીઓ છે અને ભવિષ્યમાં પણ થશે. પરંતુ વિશ્વચક્રના યથાયોગ્ય સંચાલન માટે નારીના આ આદર્શ કરતાં પણ તેના ‘પાતિવ્રત્ય’નો આદર્શ વિશેષ ઉપયોગી અને આવશ્યક છે. તેથી જ શાસ્ત્રોમાં ‘સ્ત્રીધર્મ’ના નામે ‘પાતિવ્રત્ય’નો જ નિર્દેશ છે. આ પાતિવ્રત્ય દ્વારા નારી નરને પૂર્ણ બનાવે છે અને માતારૂપે જગતને પરમ પવિત્ર ચારિત્ર્યશીલ પુરુષરત્ન પ્રદાન કરીને ભગવાનના મંગળ ઉદ્દેશ્યની પૂર્તિ કરે છે.



## ભારતીય નારીનું સ્વરૂપ અને તેની જવાબદારી

વર્તમાનયુગમાં સઘળે સ્વતંત્રતાની આકાંક્ષા જાગ્રત થઈ ગઈ છે. નારી-હૃદયમાં પણ એ આકાંક્ષા હોય એ સ્વાભાવિક છે. સ્વતંત્રતા પરમ શ્રેષ્ઠ ધર્મ છે તેમાં શંકાને સ્થાન નથી અને નર તથા નારી બંનેય સ્વતંત્ર હોવાં પણ જોઈએ. એ પણ પરમ સત્ય છે કે બંને જ્યાં સુધી સ્વતંત્ર નહીં હોય, ત્યાં સુધી યથાર્થ પ્રેમ પણ નહીં હોય, પરંતુ વિચારણીય પ્રશ્ન એ છે કે બંનેની સ્વતંત્રતાનાં ક્ષેત્રો તથા માર્ગ બે છે કે એક જ ? સાચી વાત એ છે કે નર અને નારીની શારીરિક અને માનસિક રચના કુદરતી રીતે ક્યારેય એકસરખી હોતી નથી. તેથી બંનેની સ્વતંત્રતાનાં ક્ષેત્ર અને માર્ગ પણ ચોક્કસ બે છે. બંને પોત-પોતાના ક્ષેત્રમાં પોત-પોતાના માર્ગે ચાલીને જ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે છે. આ જ સ્વધર્મ છે. જ્યાં સુધી સ્વધર્મ સમજાય નહીં ત્યાં સુધી કલ્યાણની આશા વ્યર્થ છે. સ્ત્રી ઘરની રાણી છે, સામ્રાજ્ઞી છે, ઘરમાં તેનું એકછત્રી રાજ્ય છે, પરંતુ તે ઘરની રાણી છે સ્નેહપૂર્ણ માતાના અને આદર્શ ગૃહિણીના રૂપમાં જ. આ જ તેની નૈસર્ગિક (સ્વાભાવિક) સ્વતંત્રતા છે. તેથી જ કહેવાયું છે કે દસ શિક્ષકો કરતાં શ્રેષ્ઠ આચાર્ય છે, સો આચાર્યો કરતાં શ્રેષ્ઠ પિતા છે અને હજાર પિતાઓ કરતાં અધિક શ્રેષ્ઠ, વંદનીય અને આદરણીય માતા છે.

નારીનું આ સનાતન માતૃત્વ જ તેનું સ્વરૂપ છે. તે માનવતાની સનાતન માતા છે. ભગવાન રામ-કૃષ્ણ, ભીષ્મ-યુધિષ્ઠિર, કર્ણ, અર્જુન, બુદ્ધ-મહાવીર, શંકર-રામાનુજ, ગાંધી-માલવીયજી વગેરે વિશ્વના સર્વે

મહાન પુરુષોનું સર્જન અને ઘડતર નારીએ જ કર્યું છે. તેનું જીવન ક્ષણિક વિષયસુખ માટે નથી; તે તો જગતને ક્ષણેક્ષણે આનંદનું પ્રદાન કરનારી સ્નેહપૂર્ણ માતા છે. તેનામાં પ્રાધાન્ય છે પ્રાણનું-હૃદયનું; જ્યારે પુરુષમાં પ્રાધાન્ય છે શરીરનું. તેથી જ પુરુષની સ્વતંત્રતાનું ક્ષેત્ર છે શરીર; જ્યારે સ્ત્રીની સ્વતંત્રતાનું ક્ષેત્ર છે પ્રાણ -હૃદય! નારી શારીરિક રીતે ભલે નબળી હોય, પરંતુ પ્રાણથી તો તે પુરુષની સરખામણીમાં હંમેશાં અત્યંત સબળ છે. તેથી જ નારી સહજતાથી જેટલો ત્યાગ કરી શકે છે તેટલો ત્યાગ પુરુષ કલ્પનામાં પણ કરી શકતો નથી. આથી જ, પુરુષ અને સ્ત્રી સર્વ ક્ષેત્રોમાં સમાન ભાવે સ્વતંત્ર નથી.

કોઈ જુસ્સામાં આવીને ન પણ સ્વીકારે, પરંતુ હોશમાં આવે તે પછી તો એ માનવું જ પડશે કે નારી શરીરના ક્ષેત્રમાં ક્યારેય સંપૂર્ણ સ્વાધીન બની શકતી નથી. કુદરતે તેનાં મન, પ્રાણ અને અવયવોની રચના જ એવી કરી છે. **નારી સ્વસ્થ માનવ-શિશુને જન્મ આપીને પોતાના હૃદયના અમીરસથી તેનું પાલન-પોષણ કરીને પૂર્ણ માનવ બનાવે છે. આ કુદરતી જવાબદારીની પૂર્તિ કરવા માટે જ તેની શારીરિક અને માનસિક શક્તિઓનો સ્વાભાવિક સદુપયોગ થતો રહ્યો છે. વિશ્વનાં અન્ય જે તે ક્ષેત્રોમાં નારીનું સ્થાન સંકુચિત અથવા સીમિત જોવા મળે છે, તેનું કારણ એ જ છે કે નારી અનેક ક્ષેત્રોમાં વ્યાપ્ત કુશળ પુરુષનું સર્જન અને ઘડતર કરવા માટે પોતાના એક વિશિષ્ટ ક્ષેત્રમાં રહીને જ આગવી રીતે સમગ્ર વિશ્વની સેવા કરતી રહે છે.** જો નારી પોતાની આ વિશિષ્ટતાને ભૂલી જાય તો વિશ્વનો વિનાશ બહુ ઝડપથી થવા લાગે; આજે એ જ થઈ રહ્યું છે!

સ્ત્રીએ બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થામાં સ્વતંત્ર નહીં રહેવું જોઈએ એમ જે કહેવાયું છે, તે એ દૃષ્ટિએ કે તેના શરીરની કુદરતી રચના જ એવી છે કે તેને હંમેશાં એક સાવધાન ચોકીદારની જરૂર

છે. આ તેની પરતંત્રતા નથી, પણ પદ-ગૌરવ છે. પશ્ચિમના જે દેશોમાં વધુ પડતી નારી-સ્વતંત્રતા છે, ત્યાં પણ સ્ત્રીઓ પુરુષોની જેમ નિર્ભયતાથી હરીફરી શકતી નથી. નારીમાં માતૃત્વ છે, તેણે ગર્ભ ધારણ કરવો જ પડે છે. પ્રકૃતિએ પુરુષને આ જવાબદારીમાંથી મુક્ત રાખ્યો છે અને નારી ઉપર તેનો ભાર નાખ્યો છે. તેથી જ તેની શારીરિક સ્વતંત્રતા સર્વત્ર સુરક્ષિત નથી, પરંતુ આ શારીરિક પરતંત્રતામાં પણ તે હૃદયથી સ્વતંત્ર છે; કેમ કે તપસ્યા, ત્યાગ, ધૈર્ય, સહિષ્ણુતા, સેવા જેવા સદ્‌ગુણો સન્નારીની સેવામાં હંમેશાં હાજર જ હોય છે. પુરુષોમાં આ ગુણો લાવવા પડે છે અને તો પણ પૂરા આવતા નથી. સ્ત્રીમાં સ્વાભાવિક જ આ ગુણોનો વિકાસ થયા કરે છે. તેથી નારી શરીરથી પરતંત્ર હોવા છતાં પ્રાણથી સ્વતંત્ર છે. નારીની આ સેવા મહાન છે અને માત્ર નારી જ આ સેવા કરી શકે છે. આમ, આ મહાન સેવા માટે જ સર્જનહારે નારીનું સર્જન કર્યું છે.

નારી પોતાની આ પ્રાકૃતિક જવાબદારીમાંથી છૂટી શકતી નથી. જે છૂટવા ઇચ્છે છે, તે નારીમાં તે વિકૃતરૂપ ધારણ કરે છે. વિકૃતરૂપે થતા કાર્યનું પરિણામ ઘણું ભયાનક હોય છે. યુરોપમાં નારી-સ્વાતંત્ર્ય છે, પરંતુ ત્યાંની સ્ત્રીઓ શું આ પ્રાકૃતિક જવાબદારીમાંથી છૂટી શકે છે ? શું વાસનાઓ પર તેમનું નિયંત્રણ છે ? ભલે તે લગ્ન કરે નહીં અથવા સામાજિક વિચ્છિન્નતાને કારણે ભલે તેનાં લગ્ન યોગ્ય ઉંમરે થવા પામે નહીં, પરંતુ પુરુષ-સંસર્ગ તો થયા વિના રહેતો નથી. કેટલાક સમય પહેલાં ઇંગ્લૅન્ડની પાર્લામેન્ટની સાધારણ સભામાં એક પ્રશ્નના ઉત્તરમાં મજૂરસદસ્ય શ્રીયુત લેજે જણાવ્યું હતું કે **'ઇંગ્લૅન્ડમાં વીસ વર્ષની ઉંમર ધરાવતી કુમારિકાઓમાં ચાલીસ ટકા જેટલી લગ્ન પહેલાં જ ગર્ભવતી થયેલી જોવા મળે છે અને પરણેલી સ્ત્રીઓનાં પહેલા સંતાનોમાં ચારમાં એક અર્થાત્ પચીસ ટકા બાળકો અનૈતિક**

**(વ્યભિચારજન્ય) હોય છે.'** તેમણે એમ પણ કહ્યું કે, 'દેશનું આવું નૈતિક પતન ક્યારેય જોવામાં આવ્યું નથી.' કહેવાય છે કે અમેરિકાના હાલ આનાથી પણ વિશેષ ભયાનક છે. શું આવું સ્ત્રી-સ્વાતંત્ર્ય ભારતીય નારી ક્યારેય સહન કરી શકે ખરી ?

વિદેશીઓનું કૌટુંબિક જીવન લગભગ નષ્ટપ્રાય થઈ ગયું છે. સંયુક્ત કુટુંબ કે જે દયા, પ્રેમ, સ્નેહ, પરોપકાર, સેવા-સંયમ અને શુદ્ધ અર્થ-વિતરણની એક મહત્ત્વની સંસ્થા છે અને જેમાં દાદા-દાદી, માતા-પિતા, કાકા-કાકી, ભાઈ-ભાભી, દિયર-જેઠ, સાસુ-નણંદ, મામા-મામી, ફોઈ-ફુઆ, માસી-માસા, ભાણિયો-ભાણી, ભત્રીજો-ભત્રીજી વગેરેનું એક વિશાળ સુગઠિત કુટુંબ છે અને જેમાં ઉક્ત પરિવાર-જનોનું ભરણ-પોષણ તથા લાલન-પાલન કરવામાં ગૃહસ્થ પોતાને ધન્ય અને કૃતાર્થ સમજે છે, તેવા સંયુક્ત કુટુંબનું નામ-નિશાન પણ ત્યાં મળશે નહીં. સ્વતંત્રતા તથા સમાન-અધિકારના યુદ્ધે ત્યાંના સુંદર ઘરનો નાશ કર્યો છે. તેથી **ત્યાં જરા જેટલી વાતમાં ઝઘડા, અશાંતિ, છૂટાછેડા અથવા આત્મહત્યા થઈ જાય છે. ત્યાં સ્ત્રી હવે ઘરની રાણી નથી, ઘરમાં તેનું શાસન ચાલતું નથી, ગૃહસ્થ-જીવનનો પરમ શોભનીય આદર્શ તેની કલ્પના બહારની બાબત બની ગઈ છે. ઘરને સુશોભિત કરનારી શ્રેષ્ઠ ગૃહિણી, પતિના પ્રત્યેક કાર્યમાં હૃદયપૂર્વક સાથ આપનારી સહધર્મિણી અને બાળકોને હૃદયનો અમીરસ પાઈને ઉછેરનારી માતાનો આદર્શ ત્યાં લોપ પામતો જાય છે. 'વ્યક્તિગત સ્વાતંત્ર્ય' અને 'પ્રેમ-સ્વાતંત્ર્ય'ના મોહમાં ત્યાંની નારી આજે એટલી અધિક પરાધીન થઈ ગઈ છે કે તેણે રખડી-રવડીને વિભિન્ન પુરુષોની ઠોકરો ખાવી પડે છે, ઠેક-ઠેકાણે પ્રેમ વેચવો પડે છે, નોકરી માટે નવા-નવા માલિકોના દરવાજા ખટખટાવવા પડે છે** અને 'જગ્યા નથી'નું પાટિયું વાંચીને નિરાશ થઈને પાછા ફરવું પડે છે. આ તે

કેવી સ્વતંત્રતા અને કેવું સુખ ? વળી, દુઃખ તથા આશ્ચર્ય તો એ વાતનું છે કે આજે ભારતીય સ્ત્રીઓ પણ આવી સ્વતંત્રતા અને સુખની દિશામાં મોહવશ બનીને આગળ વધી રહી છે!

લોકો કહે છે - 'ત્યાંની શિક્ષિત સ્ત્રીઓમાં બહુમુખી વિકાસ થયો છે.' આ કથનમાં એટલું સત્ય જરૂર છે કે ત્યાં સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાન પૂરતા પ્રમાણમાં વિસ્તર્યું છે; પરંતુ આટલા કારણમાત્રથી જ કોઈ સુશિક્ષિત અને વિકસિત બની જાય એવું માની શકાય નહીં. વાસ્તવમાં શિક્ષણ એ છે કે જે માનવીમાં સ્વધર્માનુકૂળ કર્તવ્યને જાગ્રત કરે અને તેને તે કર્તવ્યનું પૂર્ણતયા પાલન કરવાને પાત્ર બનાવે. યુરોપના સ્ત્રી-શિક્ષણે આ કામ કર્યું નથી. સ્ત્રીઓને તેમના કુદરતી ધર્મને અનુરૂપ શિક્ષણ મળ્યું હોત તો ઘણો લાભ થાત. કુદરત વિરુદ્ધના શિક્ષણથી આ રીતે ભારે નુકસાન થયું છે. સાંપ્રત યુગમાં સ્ત્રીઓને જે શિક્ષણ આપવામાં આવે છે તેનાથી શું ખરેખર તેમનો સ્વધર્મોચિત વિકાસ થયો છે ? શું આ શિક્ષણથી સ્ત્રીઓ પોતાના કાર્યક્ષેત્રમાં કુશળ બની શકી છે ? શું પોતાના ક્ષેત્રમાં તેમની જે કુદરતી સ્વતંત્રતા હતી, તેનું પણ પૂરું રક્ષણ થયું છે ? તેનું અપહરણ તો નથી થઈ ગયું ને ? સાચું પૂછો તો, સૈકાઓથી અપાતા યુરોપના શિક્ષણે ત્યાં કેટલી મહાન, પ્રતિભાશાળી, સ્વધર્મપરાયણ, વિશ્વનું નૈસર્ગિક રક્ષણ કરનારી સ્ત્રીઓ પેદા કરી છે ? ઊલટાનું, એ સ્પષ્ટ છે કે આ શિક્ષણથી ત્યાંની સ્ત્રીઓમાં ગૃહિણીત્વ અને માતૃત્વનો હ્રાસ થયો છે. અમેરિકામાં ૭૭ ટકા સ્ત્રીઓ ઘરનાં કામોમાં નિષ્ફળ સાબિત થઈ છે. ૬૦ ટકા સ્ત્રીઓએ લગ્નયોગ્ય ઉંમર વીતી જવાના કારણે લગ્નની યોગ્યતા ગુમાવી દીધી છે. લગ્નની ઉંમર ત્યાં સાધારણ રીતે ૧૬ થી ૨૦ વર્ષ સુધીની જ માનવામાં આવે છે, ત્યારબાદ જેમ જેમ ઉંમર વધતી જાય છે તેમ તેમ લગ્નની યોગ્યતા ઘટતી જાય છે. આનું જ એ પરિણામ છે કે ત્યાં સ્વેચ્છાચાર, અનાચાર,

વ્યભિચાર અને અત્યાચાર ઉત્તરોત્તર વધતા ગયા છે. કુંવારી માતાઓની સંખ્યા ક્રમશઃ વધતી જઈ રહી છે. ઘરનું સુખ કોઈને નથી. બીમારી તથા વૃદ્ધાવસ્થામાં કોણ કોની સેવા કરે ? ત્યાંની શિક્ષિત સ્ત્રીઓમાં લગભગ ૫૦ ટકા સ્ત્રીઓએ કુંવારી રહેવું પડે છે અને પરણ્યા વગર જ તેમણે વૈધવ્ય જેવું દુઃખ ભોગવવું પડે છે. શું આ જ બહુમુખી વિકાસ છે ?

આ સિવાય વર્તમાન શિક્ષણનો એક મોટો દોષ એ છે કે સ્ત્રીઓમાં નારીત્વ અને માતૃત્વનો લોપ થયો છે અને તેમનામાં પુરુષત્વ વધી રહ્યું છે અને બીજી તરફ પુરુષોમાં સ્ત્રીત્વનો વિકાસ થઈ રહ્યો છે. નારી નિયમિત વ્યાયામ કરીને અને જાતજાતનાં અન્ય જે તે સાધનો દ્વારા 'પૌરુષેય' બની રહી છે, તો પુરુષ અંગલાલિત્ય, ભાવભંગિમા, કેશકલા અને સ્વર-માધુર્ય વગેરે દ્વારા 'સ્ત્રૈણ' બની રહ્યો છે. સ્ત્રીઓમાં મર્દાનગી જરૂર આવવી જોઈએ. તેમણે રણચંડી અને દશપ્રહરણ-ધારિણી દુર્ગા બનવું જોઈએ, પરંતુ તેવાં બનવું જોઈએ માત્ર પતિ અને પુત્રનું અહિત કરવાની ઇચ્છા રાખનારા દુષ્ટ અત્યાચારીઓને સજા કરવા માટે જ. આ ત્યારે જ બને કે જ્યારે તેનામાં પત્નીત્વ અને માતૃત્વનો અતૂટ ભાવ અકબંધ રહે. **ભારતમાં તો નારીની રણચંડી, મુંડમાલિની, કરાળ કાલિકાના સ્વરૂપે અને સિંહવાહિની મહિષમર્દિની દુર્ગા સ્વરૂપે પૂજા કરાય છે, પરંતુ ત્યાં પણ તે છે તો મા જ. સ્નેહાળ માતા, પ્રેમાળ પત્ની જો વીરાંગના બનીને સુસજ્જ-રણસજ્જ થઈને મેદાનમાં આવશે તો તે અત્યાચારીઓના સકંજામાંથી પોતાનું તથા પોતાના પતિ-પુત્રનું રક્ષણ કરીને સમાજ અને દેશનું અસીમ કલ્યાણ કરશે તથા મોં ઊજળું કરશે;** પરંતુ આ હૃદય-ધન ખોઈને અને મનની આ અમૂલ્ય સંપત્તિને ગુમાવીને માત્ર દૈહિક ક્ષેત્રમાં સ્વતંત્રતા મેળવવા જો નારી હાથમાં તલવાર લેશે,

તો ચોક્કસ માનજો કે તે તલવારથી પ્યારાં સંતાનોનાં જ માથાં કપાશે, પ્રાણ-પ્યારા પતિઓનાં જ હૃદય વીંધાશે અને બધાંનાં મોં પર કાળાશ લાગશે. સ્ત્રીઓએ રણચંડી બનતા પહેલાં આ વાત સારી રીતે વિચારી રાખવી જોઈએ. અત્યાચારી, અનાચારીના દમન માટે આપણી માતાઓ-બહેનો રણચંડી ભલે બને, પરંતુ આપણા રક્ષણ અને પાલન માટે તેમના હૃદયમાંથી હંમેશાં અમીરસ વહેતો રહે. ત્યાં તલવાર હાથમાં રહે જ નહીં.

તેથી જ એ ભ્રમને છોડી દેવો જોઈએ કે 'વર્તમાન યુરોપ અને અમેરિકામાં સ્ત્રીઓ સ્વતંત્ર હોવાને કારણે સુખી છે અને તેમને વર્તમાન શિક્ષણથી સાચો લાભ થયો છે.' છતાં જો માની પણ લઈએ કે કંઈક અંશે લાભ થયો છે તોપણ ત્યાંનું વાતાવરણ, ત્યાંની પરિસ્થિતિ, ત્યાંના રીતરિવાજ, ત્યાંની સંસ્કૃતિ અને ત્યાંના ઉદ્દેશ્ય આપણાથી તદ્દન જુદા છે. ત્યાં માત્ર ભૌતિક પ્રગતિ જ જીવનનું ધ્યેય છે, જ્યારે આપણું ધ્યેય છે પરમાત્માની પ્રાપ્તિ. પરમાત્માની પ્રાપ્તિમાં સર્વોત્તમ સાધન છે વિલાસ-વાસનાનો ત્યાગ અને ઈન્દ્રિયસંયમ. આ બાબતનો ખ્યાલ રાખીને જ આપણે પોતાની શિક્ષણ-પદ્ધતિ બનાવવી જોઈએ. ત્યારે જ આપણી સ્ત્રીઓ આદર્શ માતા અને આદર્શ ગૃહિણી બનીને વિશ્વનું કલ્યાણ કરી શકશે.

પૂછી શકાય છે કે 'શું સ્ત્રીઓ દેશનું, સમાજનું કોઈ કામ કરે જ નહીં ?' ના, એવી વાત નથી. શા માટે ના કરે? કરે, પણ કરે પોતાના સ્વધર્મને સાચવીને. આપણી અશિક્ષિત બહેનોને પોતાના સ્વધર્મનું શિક્ષણ જેટલું પણ આપી શકાય તેટલું પોતાના ઉપદેશ અને આચરણ દ્વારા અવશ્ય આપવું જોઈએ. સાચી વાત તો એ છે કે જો પતિ, પુત્રો, પુત્રીઓ સૌ બરાબર રહે, પોત-પોતાનું કર્તવ્યપાલન પ્રામાણિકતાથી કર્યા કરે તો પછી દેશમાં, સમાજમાં એવી તો કઈ ખરાબી રહી જાય કે

જેને સુધારવા માતાઓએ ઘરની બહાર નીકળીને કાંઈ કરવું પડે ? વળી, પુરુષોને સત્પુરુષ બનાવવાનું કામ છે માતાઓનું. માતાઓ જો પોતાના સ્ત્રીધર્મમાં સજાગ રહે તો પુરુષોમાં ઉદ્દંડતા આવશે જ નહીં. તેથી ભારતની આદરણીય દેવીઓને હાથ જોડીને પ્રાર્થના છે કે તેઓ પોતાના સ્વરૂપને સંભાળે, પોતાની મહાન જવાબદારી પ્રત્યે ધ્યાન આપે અને પુરુષોને યથાર્થ સ્વધર્મપરાયણ પુરુષો બનાવે. સર્વશક્તિમાન માતાઓ જેવું નિર્માણ કરવા ઇચ્છશે તેવું જ નિર્માણ પુરુષોની પ્રતિભાનું થશે. આજે પુરુષો જે બગડ્યા છે તેની જવાબદારી માતાઓ પર જ છે. તેઓ તેમને સુધારી શકે છે. જો માતાઓ પુરુષોની પરવા કરે નહીં, પોતાના પતિ અને પુત્રોના કલ્યાણની ઇચ્છા સેવે નહીં અને માત્ર પોતાના સ્વતંત્ર વ્યક્તિગત કલ્યાણની કામના કરશે તો પુરુષોનું અવશ્ય પતન થશે; અને જો પતિ-પુત્રો બગડી ગયા તો ગૃહિણી અને માતા પણ કોના બળ ઉપર પોતાના સુંદર સ્વરૂપનું રક્ષણ કરી શકશે? **પુરુષોને બચાવીને પોતાને બચાવવામાં - પુરુષોને પુરુષ બનાવીને પોતાના નારીત્વનો અભ્યુદય કરવામાં જ સાચો કલ્યાણકારી નારી-ઉદ્ધાર છે. પુરુષને નિરંકુશ છોડીને, તેના પ્રતિસ્પર્ધી થઈને, પોતાની સ્વતંત્ર ઉન્નતિ માટેનો સ્ત્રીનો પ્રયત્ન તો પુરુષને નિરંકુશ, અત્યાચારી, સ્વેચ્છાચારી બનાવીને તેની ગુલામીને જ આમંત્રણ આપવા બરાબર છે;** અને પરિણામસ્વરૂપે તે સમાજમાં દુઃખનો એવો દાવાનળ ભડકાવવા બરાબર છે કે જે દાવાનળમાં પુરુષ અને સ્ત્રી બંનેયનાં સુખ બળીને ખાખ થઈ જશે! ભગવાનની કૃપાથી નારીમાં સદ્બુદ્ધિ જાગ્રત થાઓ, કે જેથી તે પોતાની જવાબદારી સમજે અને તે સ્વધર્મપરાયણ બનીને જગતનું પરમ કલ્યાણ કરે.



# લગ્નનો મહાન હેતુ અને લગ્ન-સમય

માનવોમાં પશુના જેવો સ્વેચ્છાચાર ન થાય, ઇન્દ્રિયલાલસા અને ભોગવૃત્તિ મર્યાદિત રહે, ભાવ શુદ્ધ રહે, સંયમ દ્વારા મનુષ્ય ધીમે-ધીમે ત્યાગમાં આગળ વધે, સંતાનની ઉત્પત્તિ દ્વારા વંશનું રક્ષણ થાય અને પિતૃઋણ અદા થાય, પ્રેમને કેન્દ્રીભૂત કરીને પ્રેમને પવિત્ર બનાવવાનો અભ્યાસ વધે, સ્વાર્થ સંકોચાય અને પરાર્થ ત્યાગવૃત્તિ જાગ્રત થાય તથા તે રીતે જીવન તેવું જ પરાર્થે ત્યાગપૂર્ણ બને અને અંતે ભગવાનની પ્રાપ્તિ થાય - આ બધા ઉદ્દેશ્યોની સિદ્ધિ માટે હિંદુ લગ્નનું વિધાન છે. લગ્ન એ ધાર્મિક સંસ્કાર છે, મોક્ષ-પ્રાપ્તિનું એક પગથિયું છે. લગ્નથી વિલાસ-વાસનાની શરૂઆત થતી નથી, બલકે સંયમપૂર્ણ જીવનનો પ્રારંભ થાય છે. તેથી લગ્નમાં અન્ય વિષયોના વિચારની સાથે-સાથે સમયનો પણ વિચાર કરવામાં આવ્યો છે. તેમાં સૌથી મુખ્ય એક વાત છે અને તે એ કે કન્યાનું લગ્ન રજોદર્શનની પહેલાં થઈ જવું જોઈએ. રજોદર્શન બધા દેશોમાં એક જ ઉંમરમાં થતું નથી. પ્રકૃતિની ભિન્નતાને કારણે તે કોઈ દેશમાં નાની ઉંમરમાં થાય છે તો કોઈ દેશમાં મોટી ઉંમરે થાય છે. તેથી લગ્ન-લાયક ઉંમરનો નિર્ણય પોતાના દેશકાળની સ્થિતિ પ્રમાણે કરવો જોઈએ, પરંતુ રજોદર્શન પહેલાં લગ્ન થઈ જવું જરૂરી છે.

રજોદર્શન પ્રકૃતિનો એક મોટો સંકેત છે. એના દ્વારા સ્ત્રી ગર્ભ-ધારણને યોગ્ય થઈ જાય છે અને તેથી ઋતુકાળમાં સ્ત્રીની કામ-વાસના પ્રબળ બને છે અને તે પુરુષ-સંબંધની ઝંખના કરે છે. આ સ્વાભાવિક વાસનાનું કેન્દ્રીકરણ કરવા માટે રજસ્વલા થતાં પહેલાં સ્ત્રીના લગ્નની

વિધિ કરી દેવા કહેવાયું છે. પતિના આશ્રયથી સ્ત્રીની કામ-વાસના અહીં-તહીં ફેલાઈને દૂષિત થવા પામતી નથી, પરંતુ લગ્ન નહીં થવાની સ્થિતિમાં તે વાસના તક મળતાં વ્યભિચારના રૂપમાં પરિણમે છે, જેવું કે આજકાલ યુરોપમાં બની રહ્યું છે. ત્યાં કુંવારી માતાઓની સંખ્યા જે રીતે વધી રહી છે તે જોઈને એ કહેવું પડે છે કે ત્યાં સતીત્વ કાં તો છે જ નહીં અથવા જો તે થોડું પણ બચ્યું છે તો તે ખૂબ જલદીથી નષ્ટ થઈ જશે.

રજસ્વલા થવાથી સ્ત્રીને પુરુષને પામવાની જે ઈચ્છા થાય છે તે તેને બળજબરીથી પુરુષ-દર્શન કરાવે છે. તે સમયે જો પતિ દ્વારા તેનું અંતઃકરણ સુરક્ષિત નથી હોતું તો તેના મન પર અનેક પુરુષોની છાયા પડે છે, જેનાથી તેનું આદર્શ સતીત્વ નાશ પામે છે. ઋતુમતી સ્ત્રીના મનની સ્થિતિ બરાબર ફોટોના કેમેરા જેવી હોય છે. ઋતુસ્નાન કર્યા પછી તે જે પુરુષને મનથી જુએ છે તેની મૂર્તિ તેના મનમાં આવી જાય છે. તેથી ઋતુકાળની પહેલાં જ લગ્ન થઈ જવાં અત્યંત આવશ્યક છે. આદર્શ સતી તે જ છે કે જે કાં તો પતિ સિવાય કોઈને પુરુષરૂપે જોતી જ નથી અથવા જુએ છે તો પિતા, ભાઈ અથવા પુત્રના રૂપમાં જુએ છે. પરંતુ એ રીતે જોનારી સ્ત્રીને પણ મધ્યમ શ્રેણીની પતિવ્રતા માનવામાં આવી છે –

**उत्तम के अस बस मन माहीं। सपनेहुँ आन पुरुष जग नाहीं॥**
**मध्यम परपति देखइ कैसें। भ्राता पिता पुत्र निज जैसें॥**

(રા.ચ.મા. અરણ્ય-૪/૧૨-૧૩)

આ ત્યારે જ શક્ય છે કે જ્યારે ઋતુકાળની પહેલાં લગ્ન થઈ ગયાં હોય અને તે સ્ત્રી ઋતુકાળમાં પતિની સુરક્ષામાં રહે.

સામાન્ય રીતે લગ્નના સમયે કન્યાની ઉંમર તેર વર્ષની અને વરની ઉંમર ઓછામાં ઓછી અઢાર વર્ષની હોવી જોઈએ. લગ્ન કરવું જરૂરી છે અને તે પણ બહુ મોટી ઉંમર થયા પહેલાં કરી લેવું જોઈએ.



## ઋતુકાળમાં સ્ત્રીએ કેવી રીતે રહેવું જોઈએ ?

સ્ત્રી-શરીરમાં જે મલિનતા હોય છે તે દર મહિને રજઃસ્રાવ દ્વારા નીકળી જાય છે અને સ્ત્રી પવિત્ર થઈને ગર્ભધારણને યોગ્ય બની જાય છે. મનુમહારાજ પણ આ જ કહે છે. હિન્દુ-શાસ્ત્રોમાં કહેવાયું છે કે રજસ્વલા સ્ત્રીએ ત્રણ દિવસ સુધી કોઈનો સ્પર્શ કરવો જોઈએ નહીં. તેણે બધાથી અલગ, કોઈની નજર ના પડે તેવી જગ્યાએ બેસવું જોઈએ. ચોથે દિવસે સ્નાન કરીને પોતે પવિત્ર થાય ત્યાં સુધી કોઈને ન તો પોતાનું મોં બતાવવું જોઈએ, ન તો પોતાનો શબ્દ સંભળાવવો જોઈએ.

**स्त्री धर्मिणी त्रिरात्रं तु स्वमुखं नैव दर्शयेत्।**
**स्ववाक्यं श्रावयेन्नापि यावत् स्नानान्न शुद्ध्यति॥**

ઋતુકાળના સમયે પુરુષોએ ભૂલથી પણ રજસ્વલાની પાસે જવું જોઈએ નહિ. મનુમહારાજ કહે છે –

**नोपगच्छेत् प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने।**
**समानशयने चैव न शयीत तया सह॥**
**रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः।**
**प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते॥**
**तां विवर्जयतस्तस्य रजसा समभिप्लुताम्।**
**प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रवर्धते॥**

(મનુસ્મૃતિ ૪/૪૦-૪૨)

‘‘કામાતુર હોવા છતાં પણ પુરુષ રજોદર્શનના સમયે સ્ત્રી-સમાગમ કરે નહીં અને સ્ત્રીની સાથે એક જ પથારીમાં સૂએ નહીં. જે પુરુષ

રજસ્વલા નારીની સાથે સમાગમ કરે છે તેનાં બુદ્ધિ, તેજ, બળ, નેત્ર-જ્યોતિ અને આયુષ્ય નાશ પામે છે અને જે પુરુષ રજસ્વલા સ્ત્રીથી દૂર રહે છે તેનાં બુદ્ધિ, તેજ, બળ, નેત્ર-જ્યોતિ અને આયુષ્ય વધે છે."

રજસ્વલા થવાના સમયે જેટલો ઇન્દ્રિય-સંયમ, હળવું ભોજન તથા વિલાસિતાનો અભાવ હશે તેટલી જ સ્ત્રીના રક્તની શક્તિ જળવાઈ રહેશે, જેનાથી ઋતુસ્નાન પછી ગર્ભાધાન થવાથી કન્યા ન જન્મતાં પુત્ર જન્મશે. રજસ્વલા સ્ત્રીએ ત્રણ દિવસ સુધી માત્ર એક ટંક ભોજન કરવું, જમીન ઉપર સૂવું, સંયમી રહેવું, ઘી-દૂધ-દહીંનું સેવન ન કરવું, ફૂલમાળા કે ઘરેણાં ન પહેરવાં, અગ્નિને સ્પર્શ ન કરવો અને ચોથે દિવસે વસ્ત્રસમેત સ્નાન કરવું - એ આવશ્યક છે.

ઋતુકાળમાં સ્ત્રીનો સ્પર્શ નહીં કરવામાં તેનો અનાદર થાય છે તેવું ક્યારેય માનવું જોઈએ નહીં. સ્ત્રીના પોતાના સ્વાસ્થ્ય માટે તથા બીજાઓના સ્વાસ્થ્યને તેમ જ પ્રાકૃતિક જડ વસ્તુઓને તેમના પોતાના સ્વરૂપમાં સુરક્ષિત રહેવા દેવા માટે પણ પોતે કોઈને જુએ નહીં અને કોઈને અડકે નહીં એ જરૂરી છે. ઘણુંખરું એવું જોવા મળે છે કે ઘરમાં પાપડ બનતા હોય અને રજસ્વલા સ્ત્રી તે જોઈ લે તો પાપડ લાલ થઈ જાય છે. કેટલાક લોકો આ વાતને વહેમ કહે છે, પરંતુ આ એક વૈજ્ઞાનિક તથ્ય છે.

અમેરિકાના પ્રો. શીકે (Schiek) અનુસંધાન કરીને એ પ્રમાણિત કર્યું છે કે રજસ્વલા સ્ત્રીના શરીરમાં એવું કોઈ પ્રબળ ઝેર હોય છે કે તે જે બગીચામાં જાય છે તે બગીચાનાં ફૂલ-પાંદડાં વગેરે સુકાઈ જાય છે, ફૂલોનાં વૃક્ષો નાશ પામે છે, ફળ સડી જાય છે; ત્યાં સુધી કે વૃક્ષોમાં જીવાત પણ પડી જાય છે. ક્યારેક તો મરી પણ જાય છે.*

* જુઓ - 'American Journal of Clinical Medicine', May 1921, Medical Record for February, 1919 (p. 317) Abstracts and Article (Wien Klin Week, May 20, 1920)

## રજોદર્શનના સમયે પાલન કરવાના નિયમો

જ્યાં સુધી લોહી વહે છે ત્યાં સુધી ઋતુકાળ જ છે. સામાન્ય રીતે ઋતુકાળના ત્રણ દિવસ માનવામાં આવે છે, પરંતુ ત્રણ દિવસ પછી પણ જો લોહી બંધ ન થાય તો તેવી સ્થિતિમાં ચોથે દિવસે સ્નાન કરવાથી શુદ્ધિ થતી નથી. અશુદ્ધિનું કારણ જ રક્તસ્રાવ છે, તો પછી તે જ્યાં સુધી હોય ત્યાં સુધી સ્નાનમાત્રથી શુદ્ધિ કેવી રીતે થઈ શકે ? તેથી જ્યાં સુધી રક્તસ્રાવ છે ત્યાં સુધી નિયમોનું પાલન કરવું જરૂરી છે.

### નિયમો

(૧) પેઢુના ભાગને વધારે હલાવવો પડે કે તેના ઉપર જોર આપવા જેવું દબાણ થાય તેવું કોઈ કામ કરવું જોઈએ નહીં. પાણી ભરેલો ઘડો ઉપાડવો, વધુ સમય સુધી ઊભડક બેસવું, દોડ-ધામ કરવી, બહુ જોરથી હસવું, રોવું અથવા ઝઘડો કરવો, વધારે ચાલવું, ગાવું-બજાવવું, શોક, દુઃખ કે વાસના વધારનાર દૃશ્યો જોવાં અથવા એવું પુસ્તક વાંચવું – આ બધું નુકસાનકારક છે. ખાસ કરીને જે કામ અંદરથી જોર આપીને કરવાં પડતાં હોય (જેમ કે પાણી ભરેલો ઘડો ઉઠાવવો અથવા ચૂલા ઉપરથી ભારે વજનદાર વાસણ ઉતારવું વગેરે) તેવાં કામ કરવાં જોઈએ નહિ. ઘરનાં સાધારણ કામ કરવામાં કોઈ વાંધો નથી.

(૨) પેઢુ અને કમરને ઠંડી લાગે તેવાં કામ કરવાં જોઈએ નહીં. રજોદર્શન વખતે સ્નાન કરવાની જે મનાઈ છે તેનું આ જ કારણ છે. એ સમયે માથામાં ગરમી જણાય તો ઠંડું તેલ લગાવવું અને પાણીથી ભીના કપડાથી માથાને લૂછવું એ નુકસાનકારક નથી, પરંતુ કમર પાણીમાં ડુબાડીને સ્નાન કરવું અથવા ભીની જગ્યામાં ખુલ્લા શરીરે સૂવું એ ઘણું નુકસાનકારક છે.

(૩) મેલા-ગંદા કપડાના ટુકડાનો ઉપયોગ કરવો જોઈએ નહીં. એક વાર ઉપયોગમાં લીધેલું કપડું ધોઈ લેવા છતાં તેને ફરીથી કામમાં લેવું એ નુકસાનકર્તા છે. રજસ્વલા-સમયનું લોહી એક પ્રકારનું ઝેર છે. એ ઝેરના સંસર્ગમાં આવેલી વસ્તુને પણ ઝેર સમાન જ સમજીને તેનો ત્યાગ કરવો જોઈએ.

(૪) જ્યાં સુધી રક્તસ્રાવ થાય છે ત્યાં સુધી પતિનો સંગ તો ભૂલથી પણ કરવો નહીં. શાસ્ત્રોમાં તો આ દિવસોમાં પતિનાં દર્શન કરવાની પણ મનાઈ કરવામાં આવી છે.

(૫) માંસાહારી હોય તે સ્ત્રીએ પણ આ દિવસોમાં માંસ, મદ્ય, માછલી, ડુંગળી વગેરે બિલકુલ ખાવાં જોઈએ નહીં.

નિયમો સાધારણ જેવા છે, પરંતુ તેનું પાલન કરનારી સ્ત્રી સ્વસ્થ અને સુખી રહે છે; જ્યારે પાલન ન કરનારી સ્ત્રીએ ચોક્કસ બીમાર તથા દુઃખી થવું પડે છે.



# ગર્ભાધાનના શ્રેષ્ઠ નિયમો

'ગર્ભાધાન-સંસ્કાર' સૌથી આવશ્યક સંસ્કાર છે, પરંતુ આજકાલ તેનો સર્વથા લોપ થઈ ગયો છે. સ્ત્રી-પુરુષના શરીર અને મનની સ્વસ્થતા, પવિત્રતા, આનંદ તથા શાસ્ત્રને અનુરૂપ તિથિ, વાર, સમય વગેરેના સંયોગથી જ શ્રેષ્ઠ સંતાનની ઉત્પત્તિ થાય છે. જેવી રીતે ફોટામાં તાદશ તે જ ચિત્ર આવે છે કે જેવું તે ફોટો લેવાના સમયે હોય છે, તેવી જ રીતે ગર્ભાધાનના સમયે દંપતીનું જેવું તન-મન હોય છે તેવા જ તન-મનનું સંતાન પેદા થાય છે. માનવીનું મુખ્ય લક્ષ્ય પ્રભુપ્રાપ્તિ છે. તેથી તે લક્ષ્યને ધ્યાનમાં રાખી પ્રભુ માટે જ જગતનાં બધાં કામ કરવાં જોઈએ. ગર્ભાધાનનો હેતુ, ગર્ભ-ગ્રહણની યોગ્યતા, તેને ઉપયોગી મન, તન અને સમય – આ બધી બાબતો સમજી-વિચારીને, પરણેલાં પતિ-પત્નીના સંસર્ગથી ઉત્તમ સંતાન થાય છે. સ્વેચ્છાનુસાર અથવા સ્ત્રી ઋતુમતી થતાં જ શાસ્ત્રની આણ આપીને પશુ જેવું આચરણ કરવાથી તો નુકસાન જ થાય છે.

જેમને સંતાન ન થતું હોય તેમણે પહેલાં તો પતિ-પત્ની બંનેનાં શરીરની ચકાસણી કરાવી લેવી જોઈએ અને ગર્ભાવધાનમાં અવરોધ કરનારી કોઈ બીમારી હોય તો તેનો ઉપચાર કરવો જોઈએ. રોગ ન હોય અને પુત્રપ્રાપ્તિની ઇચ્છા પ્રબળ હોય (જોકે સંસારના બંધનમાંથી મુક્તિ મેળવવા માટે પુત્રની જરા પણ આવશ્યકતા નથી. સંતાનના મોહથી તો બંધન વધે જ છે) તો 'હરિવંશપુરાણ'નું શ્રદ્ધા

અને ભક્તિથી મન લગાવીને શ્રવણ કરવું જોઈએ. યથાશક્તિ દક્ષિણા આપીને, સાત્ત્વિક પ્રકૃતિના, વયોવૃદ્ધ, સદાચારી તથા ભગવાનમાં વિશ્વાસ ધરાવનારા પવિત્ર બ્રાહ્મણ દ્વારા કથા સાંભળવાથી ભગવાનની કૃપાથી સુપુત્રની પ્રાપ્તિ થવી એ કોઈ મોટી વાત નથી. તેના માટે 'સંતાન-ગોપાલ' મંત્રનો જપ પણ કરવામાં આવે છે. તે મંત્ર છે –

**देवकीसुत गोविन्द वासुदेव जगत्पते।**
**देहि मे तनयं कृष्ण त्वामहं शरणं गतः॥**

આ મંત્રનો જપ શક્ય હોય તો પતિ-પત્ની બંનેએ વિશ્વાસ તથા શ્રદ્ધાપૂર્વક કરવો જોઈએ. પ્રાતઃકાળે સ્નાન વગેરે નિત્યકર્મ (પુરુષે સંધ્યા-વંદન વગેરે અને સ્ત્રીએ નિયમિત જપ-પાઠ વગેરે) કર્યા પછી તુલસીની માળાથી ઉપર્યુક્ત મંત્રનો જપ કરવો જોઈએ. જપ કરતી વખતે કોઈ ધોયેલી પવિત્ર જગ્યા પર અથવા દીવાલ પર ભગવાન શ્રીકૃષ્ણની સુંદર છબી રાખવી જોઈએ અને ભગવદ્‌ભાવથી તેની પૂજા કરવી જોઈએ. પૂજામાં ચંદન, પુષ્પ, ધૂપ, દીવો, નૈવેદ્ય ચઢાવીને પાણીથી આચમન કરાવવું જોઈએ. ત્યારબાદ મુખવાસ માટે પાન અથવા ઈલાયચી ચઢાવીને કપૂરથી આરતી કરવી જોઈએ. પછી ફૂલ ચઢાવી પ્રણામ કરવા જોઈએ. પૂજાની સામગ્રી શુદ્ધ હોવી જોઈએ. આ રીતે પૂજા-પ્રણામ કર્યા પછી ભગવાનને દયાર્દ્ર ભાવે પ્રાર્થના કરવી જોઈએ તથા એવો વિશ્વાસ રાખવો જોઈએ કે ભગવાનના કૃપાપ્રસાદથી ચોક્કસ સત્પુત્રની પ્રાપ્તિ થશે. પ્રાર્થનાનો ભાવ આ છે – 'દયામય શ્રીભગવાન! અમને પુત્ર આપવાની કૃપા કરો. તે પુત્ર સુયોગ્ય, ચિરંજીવી, સુંદર, ચારિત્ર્યશીલ, બુદ્ધિશાળી, સુખી જીવન જીવનારો અને ભગવાનનો ભક્ત હોય.'

આ પ્રાર્થના બાદ તુલસીની માળાથી જપની શરૂઆત કરવી જોઈએ. પત્ની ના કરી શકે તો પતિ જ કરે. દરરોજ ૫૫ (પંચાવન) માળાનો જપ

અવશ્ય કરવો. આ રીતે પૂરો એક મહિનો જપ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે. ત્યારબાદ બની શકે તે પ્રમાણે દરરોજ નિયમિત વિશ્વાસપૂર્વક જપ ચાલુ રાખવો જોઈએ. મંત્ર-સિદ્ધિ થયા પછી જ્યારે પત્ની ઋતુસ્નાતા થાય ત્યારે પુત્રપ્રાપ્તિ માટે જ, કામ-વિકારથી વશ થઈને નહીં, બેકી રાત્રિએ ગર્ભાધાન કરવું જોઈએ.

અહીં ગર્ભાધાનના સમય અંગે શાસ્ત્રની જે વ્યવસ્થા છે તે ટૂંકમાં લખવામાં આવી છે -

લગ્ન, સૂર્ય અને ચંદ્ર પાપયુક્ત અને પાપમધ્યગત ન હોય, સાતમા સ્થાનમાં પાપગ્રહ ન હોય અને આઠમા સ્થાનમાં મંગળ તેમ જ ચોથા સ્થાનમાં પાપગ્રહ ન હોય તથા રાશિ, લગ્ન અને લગ્નેશનું ચોથું, પાંચમું, સાતમું, નવમું અને દશમું સ્થાન શુભગ્રહયુક્ત હોય તેમ જ ત્રીજું, છઠ્ઠું અને અગિયારમું સ્થાન પાપયુક્ત હોય ત્યારે ગણ્ડ* સમય છોડીને બેકી રાત્રિએ પુરુષનો ચંદ્રાદિ શુદ્ધ થતાં ગર્ભાધાન કરવું જોઈએ.

ઋતુના પહેલા દિવસથી સોળમા દિવસ સુધીને ઋતુકાળ માનવામાં આવ્યો છે, તેમાં પહેલી, બીજી, ત્રીજી, ચોથી, અગિયારમી

---

* पापसंयुतमध्यगेषु दिनकृल्लग्नक्षपास्वामिषु
तद्धूनेष्वशुभोज्झितेषु धिकुजे च्छिद्रे विपापे सुखे।
सद्युक्तेषु त्रिकोणकण्टकविधूष्वायत्रिषष्ठान्विते
पापे युग्मनिशास्वगण्डसमये पुंशुद्धितः सङ्गमः॥

"અશ્વિની, મઘા અને મૂળ નક્ષત્રમાં પહેલા ત્રણ દંડ અને રેવતી, અશ્લેષા, જ્યેષ્ઠા નક્ષત્રમાં બાકીના પાંચ દંડ 'ગણ્ડ' માનવામાં આવે છે. મૂળના શરૂઆતના ત્રણ દંડ અને જ્યેષ્ઠાના બાકીના પાંચ દંડનું નામ 'દિવાગણ્ડ' છે. મઘાના શરૂઆતના ત્રણ દંડ અને અશ્લેષાના બાકીના પાંચ દંડનું નામ 'રાત્રિગણ્ડ' છે તથા અશ્વિનીના શરૂઆતના ત્રણ દણ્ડ અને રેવતીના બાકીના પાંચ દણ્ડનું નામ 'સંધ્યાગણ્ડ' છે."

અને તેરમી રાત્રિ સિવાય બેકી રાત્રિઓમાંથી કોઈ એક રાત્રે ગર્ભાધાન કરવું જોઈએ. જ્યેષ્ઠા, મૂલ, મઘા, અશ્લેષા, રેવતી, કૃત્તિકા, અશ્વિની, ઉત્તરા-ફાલ્ગુની, ઉત્તરાષાઢ, અને ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર તથા પર્વ, ચૌદશ, અમાસ, પૂનમ, આઠમ, અગિયારશ, વ્યતિપાત, સંક્રાંતિ, ઈષ્ટજયંતી વગેરે પર્વો છોડીને ગર્ભાધાન કરવું જોઈએ.

મનુમહારાજના કથન અનુસાર સોળ રાત્રિઓ ઋતુકાળની છે. તેમાં રક્તસ્રાવની પહેલી ચાર રાત્રિઓ અત્યંત નિંદનીય છે. આ ચાર તથા અગિયારમી અને તેરમી - એમ છ રાત્રિઓમાં સંસર્ગ નિષિદ્ધ છે. બાકીની દસ રાત્રિઓમાં છઠ્ઠી, આઠમી, દસમી વગેરે બેકી રાત્રિએ ગર્ભાધાન થવાથી પુત્ર તથા પાંચમી, સાતમી વગેરે એકી રાત્રિએ ગર્ભાધાન થવાથી પુત્રી થાય છે. ઋતુકાળની નિંદિત છ રાત્રિ અને અનિંદિત દસ રાત્રિઓ પૈકીની કોઈ પણ આઠ રાત્રિઓ - એમ ચૌદ રાત્રિઓ છોડીને બાકીની પર્વ સિવાયની બે રાત્રિઓમાં સ્ત્રી-સંસર્ગ કરનારના બ્રહ્મચર્યને નુકસાન થતું નથી. તે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં બ્રહ્મચારી છે.

આમાં રજોદર્શનની નજીકની રાત્રિઓમાં પાછળ-પાછળની રાત્રિઓ વધુ પ્રશસ્ત છે. સત્તરમી રાત્રિથી બીજી વારના રજોદર્શનની ચોથી રાત્રિ સુધી સંપૂર્ણ સંયમથી રહેવું જોઈએ. ભોગની સંખ્યા જેટલી ઓછી હશે તેટલી જ શુક્રની નીરોગિતા, પવિત્રતા અને શક્તિમત્તા વધશે. ભોગ-સુખ પણ એમાં વધુ મળશે અને સંતાન પણ સ્વસ્થ, પુષ્ટ, ધર્મશીલ, પ્રતિભાશાળી તથા સંવર્ધનશીલ થશે.

આ રીતે સમયનું પણ ઘણું મહત્ત્વ છે. દિવસે ગર્ભાધાન સર્વથા નિષિદ્ધ છે. દિવસે કરેલા ગર્ભાધાનથી ઉત્પન્ન થયેલ સંતાન દુરાચારી અને અધમ હોય છે. સાંજની રાક્ષસી વેળાએ ભયંકર દેખાવના, વિકટ આકારના રાક્ષસ તથા ભૂત-પ્રેત-પિશાચ વગેરે ફરતા રહે છે. આ સમયે

ભગવાન ભવાનીપતિ (શંકર) પણ ભૂતોથી ઘેરાઈને ફરતા રહે છે. દિતિના ગર્ભથી હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ જેવા મોટા રાક્ષસ એટલે જ ઉત્પન્ન થયા હતા કે દિતિએ આગ્રહપૂર્વક સંધ્યા સમયે પોતાના સ્વામી મહાત્મા કશ્યપ દ્વારા ગર્ભાધાન કર્યું હતું. રાત્રિના ત્રીજા પ્રહરનું સંતાન હરિભક્ત અને ધર્મપરાયણ થતું હોય છે.

ગર્ભાધાન સમયે શુદ્ધ સાત્ત્વિક વિચાર હોવા જોઈએ. ચરકસંહિતાના આઠમા અધ્યાયમાં દર્શાવાયું છે કે 'ગર્ભાધાનના સમયે રજવીર્યના મિશ્રણકાળમાં માતા-પિતાના મનમાં જેવા ભાવ હોય છે તેવા જ ભાવ પૂર્વકર્મના ફળના સમન્વય સાથે ગર્ભસ્થ બાળકમાં ઉત્પન્ન થાય છે.'

જેવું ધાર્મિક, શૂરવીર, વિદ્વાન, તેજસ્વી સંતાન જોઈએ તેવો જ ભાવ રાખવો જોઈએ અને ઋતુસ્નાન પછી દરરોજ તેવી જ વસ્તુઓને જોવી જોઈએ તેમ જ ચિંતન કરવું જોઈએ. મહર્ષિ ચરકે લખ્યું છે કે 'જે સ્ત્રી તંદુરસ્ત, બળવાન અને પરાક્રમી પુત્ર ઇચ્છતી હોય તેણે ઋતુસ્નાન પછી દરરોજ સવારે સફેદ રંગના ભારે અલમસ્ત આખલાને જોવો જોઈએ.' આપણાં શાસ્ત્રોમાં કહેવાયું છે અને વૈજ્ઞાનિક રીતે પણ સાબિત થયેલું છે કે ઋતુસ્નાન પછી સ્ત્રી સૌપ્રથમ જેને જુએ છે તેના સંસ્કાર સ્ત્રીના ચિત્ત પર પડી જાય છે અને તેવું જ સંતાન થાય છે. એક અમેરિકન સ્ત્રીના ઓરડામાં એક હબસીની તસ્વીર ટાંગેલી હતી. તેણે ઋતુસ્નાન પછી સૌપ્રથમ તેને જોઈ હતી અને ગર્ભકાળમાં પણ દરરોજ તેને જોયા કરતી હતી. તેના ગર્ભસ્થ બાળક પર એટલો પ્રભાવ પડ્યો કે તે બાળકનો ચહેરો બરાબર હબસી જેવો બની ગયો. એક બ્રાહ્મણ સ્ત્રીએ ઋતુસ્નાન પછી એક દુષ્ટ સ્વભાવના પઠાણને અચાનક જોઈ લીધો હતો. તેથી તેનું બાળક બ્રાહ્મણોના આચરણથી હીન પઠાણ-પ્રકૃતિનું થયું. સુશ્રુત-શારીરસ્થાનના બીજા અધ્યાયમાં લખેલું છે કે 'ઋતુસ્નાન કર્યા પછી સ્ત્રીને પતિ-સંગ ન થવાથી તે ક્યારેક કામવશ

થઈ સ્વપ્નમાં પુરુષ-સમાગમ કરે છે. તે સમયે પોતાનું જ વીર્ય રજ સાથે મળીને ગર્ભાશયમાં પહોંચી જાય છે અને તે ગર્ભવતી બની જાય છે. પરંતુ તે ગર્ભમાં પતિ-વીર્યનો અભાવ હોવાથી અસ્થિ (હાડકાં) વગેરે હોતાં નથી, તે ગર્ભ માત્ર માંસપિંડના ગઠ્ઠા જેવો હોય છે અથવા તેવા ગર્ભથી સાપ, વીંછી, વરૂ વગેરેના આકારના વિકૃત જીવ ઉત્પન્ન થાય છે. ઋતુકાળમાં કૂતરા, વરૂ, બકરા વગેરેનું મૈથુન જોવાથી પણ તે ભાવ પ્રમાણે રાત્રે સ્વપ્ન આવે છે અને એવા વિકૃત જીવનું ગર્ભમાં નિર્માણ થઈ જાય છે.'

આ સિવાય, ગર્ભવતી સ્ત્રીએ ગર્ભકાળમાં સાવધાનીપૂર્વક સારા વિચાર, સારી સોબત, સારી ચર્ચા, સારાં પુસ્તકોનું વાંચન અને સારાં તથા કલ્યાણકારી દૃશ્યોનું દર્શન કરવું જોઈએ. પ્રહ્લાદની માતા કયાધુ ગર્ભકાળમાં દેવર્ષિ નારદજીના આશ્રમમાં રહીને હંમેશાં હરિચર્ચા સાંભળતી હતી, તેથી તેનો પુત્ર પ્રહ્લાદ મહાન ભક્ત બન્યો. સુભદ્રાના ગર્ભમાં જ અભિમન્યુએ પોતાના પિતા અર્જુન સાથેની માતાની વાતચીતમાં જ ચક્રવ્યૂહભેદનની કળા શીખી લીધી હતી.



## સર્વશ્રેષ્ઠ સંતાન-પ્રાપ્તિ માટેના નિયમો

પ્રાણીઓની હિંસા કરવી નહીં. કોઈને શાપ આપવો નહીં. જૂઠું બોલવું નહીં. નખ અને રુવાટાં કાપવાં નહીં. અપવિત્ર અને અશુભ વસ્તુનો સ્પર્શ કરવો નહીં. પાણીમાં ડૂબકી મારીને સ્નાન કરવું નહીં. ક્રોધ કરવો નહીં. દુષ્ટ માણસો સાથે કદી વાત કરવી નહીં. ધોયા વિનાનાં કપડાં અને નિર્માલ્ય માળા પહેરવાં નહીં. છાંડેલું, કીડીઓએ ખાધેલું, માંસયુક્ત, પાપી સ્ત્રી દ્વારા લવાયેલું અને ઋતુમતીની નજરે પડેલું ભોજન કરવું નહીં. ભોજન કરીને હાથ ધોયા વિના, વાળ બાંધ્યા વિના, વાણી-સંયમ રાખ્યા વિના, વસ્ત્રોથી શરીર ઢાંક્યા વિના, સાંજના સમયે ઘરની બહાર ફરવું નહીં. પગ ધોયા વિના કે ભીના પગે ઉત્તર કે પશ્ચિમ તરફ માથું રાખીને સૂવું નહીં. વસ્ત્રરહિત, બીજા કોઈની સાથે તેમ જ સંધ્યા સમયે પણ સૂવું નહીં. સવારમાં ભોજન પહેલાં ધોયેલાં કપડાં પહેરીને, પવિત્ર થઈને, તમામ મંગલ દ્રવ્યો ધારણ કરીને દરરોજ ગાય, બ્રાહ્મણ, ભગવાન નારાયણ અને ભગવતી લક્ષ્મીદેવીનું પૂજન અવશ્ય કરવું. માળા, ચંદન, ભોજનસામગ્રી વગેરે વડે પતિની પૂજા કરવી અને પૂજા થઈ ગયા પછી પોતાના હૃદયમાં પતિનું ધ્યાન કરવું.

ગર્ભકાળમાં આ રીતે કરવાથી ચોક્કસપણે તેજસ્વી, બુદ્ધિશાળી, શૂરવીર તથા ધાર્મિક પુત્રનો જન્મ થાય છે.



# ગર્ભવતી માટે આહાર-વિહાર

સ્ત્રીની શારીરિક અને માનસિક સ્થિતિ, ખાસ કરીને પોતાની ગર્ભાવસ્થા દરમિયાનના તેના આહાર-વિહાર અને તેની માનસિક સ્થિતિ ઉપર જ થનાર સંતાનનું સ્વાસ્થ્ય અને સ્વભાવ મહદંશે આધારિત છે. ગર્ભધારણ પછી સ્ત્રીએ ખૂબ સાવધાનીપૂર્વક જરૂરી નિયમોનું પાલન કરવું જોઈએ. આજકાલ આ બાબતમાં સ્ત્રીઓ બહુ બેદરકાર રહે છે, તેથી ગર્ભપાતની સંખ્યા વધી રહી છે અને સાથે જ સ્ત્રીઓના રોગોની પણ. માતા જે કાંઈ ખાય છે તેનું પાચન થતાં તેના સત્ત્વથી જે રસ બને છે તેનો એક હિસ્સો સ્તન-દૂધના રૂપમાં પરિણમે છે અને બીજો હિસ્સો લોહીના રૂપમાં પરિણમીને ગર્ભનું પોષણ કરે છે. માતાના આ આહાર-રસ દ્વારા જ ગર્ભમાં રહેલા બાળકનો વિકાસ અને પોષણ થાય છે. તેથી માતા જો સુપથ્ય આહારનું સેવન કરે તથા ગર્ભવતી માટેના નિયમોનું પાલન કરે તો સંતાન સ્વાભાવિક જ તંદુરસ્ત બને છે અને યોગ્ય સમયે તેનો પ્રસવ પણ સુખરૂપ થાય છે. આ રીતે ન કરવાથી માતાએ દુઃખ સહન કરવું પડે છે અને સંતાન પણ આજીવન રોગિષ્ઠ રહે છે.

## આહાર (ખોરાક)

ગર્ભવતીએ રુચિકારક, સ્નિગ્ધ (પૌષ્ટિક), પચવામાં હલકો, મહદંશે મધુર (મીઠાશયુક્ત) અને પાચક (સૂંઠ, પીપરીમૂળ, મરી,

અજમો વગેરે) દ્રવ્યોના સંયોજનથી બનેલો ખોરાક લેવો જોઈએ. ચાવવામાં મુશ્કેલી પડે એવી વસ્તુ ખાવી જોઈએ નહીં. ચરક-સુશ્રુતમાં ગર્ભવતીને ગળ્યા પદાર્થ ખાવાની સંમતિ આપેલી છે. મીઠા પદાર્થોમાં દૂધ, ઘી, માખણ, ચોખા, જવ, ઘઉં, મગ વગેરે અનાજ; કાકડી, નારિયેળ, પપૈયું, શિંગોડાં, પાકાં ટામેટાં વગેરે ફળ; દ્રાક્ષ, ખજૂર વગેરે મેવો અને દૂધી, કોળું વગેરે શાક આદિનો સમાવેશ થાય છે. તેનું પાચનશક્તિના પ્રમાણમાં સેવન કરવું જોઈએ.

ગર્ભવતી માટે દૂધ સર્વોત્તમ ખોરાક છે. પહેલા અને બીજા મહિને સવારે તથા સાંજે અન્ન અને એ સિવાય બીજા સમયે માપસર સાધારણ ગરમ દૂધ લેવું જોઈએ. ત્રણ-ચાર વખત લઈને દરરોજ ઓછામાં ઓછું એક લીટર દૂધ પીવું યોગ્ય છે. ત્રીજા મહિને મધ અને ઘી મેળવીને અને ચોથા મહિને દૂધ-ઘી સાથે ખોરાક લેવો જોઈએ. પાંચમા મહિને પણ દૂધ-ઘી સાથેનો ખોરાક લેવો જોઈએ. છઠ્ઠા અને સાતમા મહિને ઘીમાં ગોખરુ પકાવીને યોગ્ય પ્રમાણમાં પીવું જોઈએ. ચરકમાં કહેવાયું છે કે સાતમા મહિને પેટની ચામડી ફાટી જાય છે અને શરીર પર ખંજવાળ આવે છે. એ સમયે બોરનો કવાથ, શતાવરી તથા વિદારીકંદ વગેરેને માખણની સાથે પકાવીને બે તોલાની માત્રામાં ગર્ભવતીને પિવડાવવાં જોઈએ અને પેટ તથા છાતી ઉપર ચંદનનો લેપ કરવો જોઈએ અથવા કવરીવૃક્ષનાં પાંદડાં તલના તેલમાં તળીને તે તેલ શરીર ઉપર લગાવવું જોઈએ. શરીર વધુ ફાટી જાય અને ખંજવાળ વધારે આવે તો માલતી-પુષ્પ અને જેઠીમધ પાણીમાં ઉકાળીને તે પાણીથી શરીર ધોવું જોઈએ. આઠમા મહિને દૂધમાં રાંધેલા જવ અને સાબુદાણા વગેરે થોડું ઘી મેળવીને લેવા જોઈએ. ગર્ભવતીને મળશુદ્ધિ રહે અને ગેસ વધી ના જાય તે માટે તેને દૂધની સાથે શતાવરી આપવી જોઈએ તથા જરૂર જણાય તો શતાવરી, વિદારીકંદ,

ગોખરુ વગેરેને તલના તેલમાં પકાવીને એ તેલની પિચકારી પણ આપી શકાય છે. ગર્ભવતીએ ઉપવાસ કરવો જોઈએ નહીં. ચરક-સુશ્રુતના આ મંતવ્યથી એવું જાણવા મળે છે કે ગર્ભવતી માટે દૂધ અને હળવો (પચવામાં હલકો) ખોરાક જ ઉત્તમ ભોજન છે.

ગર્ભવતીનો કોઠો (પેટ) સાફ રહે અને પેશાબ સરળતાથી થતો રહે એનું વિશેષ ધ્યાન રાખવું જરૂરી છે. પાકું પપૈયું, ટામેટાં, ખીરાં, સંતરાં અને સફરજન તથા લીલાં શાકભાજી વગેરે ખાવાથી કબજિયાત મટે છે અને લોહી પણ શુદ્ધ થાય છે. દિવસે અને રાત્રે ઓછામાં ઓછો ચાર-પાંચ વાર પેશાબ થવો જોઈએ, નહીં તો સમજવું જોઈએ કે પેશાબ ઓછો થાય છે અને તેવી સ્થિતિમાં પાણી અને દૂધ લેવાનું પ્રમાણ વધારવું જોઈએ. કાચા દૂધ સાથે તેટલા જ પ્રમાણમાં પાણી મેળવીને સવાર-સાંજ એકએક વાડકો પીવાથી પેશાબ બરાબર થવા લાગે છે.

ગર્ભવતીએ ગુરુપાક (ભારે) ભોજન, વધુ પડતા મસાલા, લાલ મરચું અને વધુ ગરમ ચીજો ખાવી જોઈએ નહીં. સડેલી, વાસી અને સૂકી વસ્તુઓ તો જરા પણ ખાવી નહીં. ભોજન ખૂબ ચાવી-ચાવીને કરવું જોઈએ અને સંધ્યા સમયનું ભોજન સાત વાગ્યા પહેલાં કરી લેવું જોઈએ. આજકાલ ચાનું ચલણ વધી રહ્યું છે. સ્ત્રીઓમાં પણ ચાની ટેવ વધી રહી છે, પરંતુ ગર્ભાવસ્થામાં ચા ઘણી નુકસાનકારક છે. કોઈ પણ રીતે ચા પીધા વગર ન જ રહેવાય તો ચાની પત્તી બહુ થોડી અને દૂધ વધારે નાખીને પીવી જોઈએ. પાન પણ ના ખવાય તો સારું. પાનની સાથે સૂકો કે તમાકુ તો ન જ ખાવાં જોઈએ. કોલસો, ઠીકરું, માટી વગેરે વસ્તુઓ તો જરા પણ ખાવી નહીં. આ વસ્તુઓ ખાવાથી પ્રસૂતિમાં પીડા થાય છે, લોહીવા થઈ જાય છે,

ગર્ભને નુકસાન થાય છે અને મોટે ભાગે બાળક દુર્બળ, નેત્રરોગી અને અંધ પણ ઉત્પન્ન થાય છે.

અનુભવી લોકો દ્વારા કહેવાય છે કે ગર્ભધારણ બાદ પહેલાથી બીજા મહિના સુધી ૫ થી ૧૦ ગ્રામ જેટલો ખાવાનો સોડા (soda-bicarb) દિવસમાં બે વાર ખાવાથી ગર્ભસ્થ બાળક પુત્ર થાય છે. જર્મનીમાં તેનો પ્રયોગ કરવામાં આવ્યો હતો.

## વિહાર

સુશ્રુતમાં કહેવાયું છે કે ગર્ભવતીએ પ્રથમ દિવસથી જ હંમેશાં આનંદિત, પવિત્ર અલંકારો અને સ્વચ્છ-સફેદ વસ્ત્રોથી સજ્જ, શાંત અને પવિત્ર કાર્યોમાં મગ્ન રહેવું જોઈએ તથા દેવો અને વડીલોની ભક્તિ કરતા રહેવું જોઈએ. આ અવસ્થામાં બહુ સાવધાનીપૂર્વક હરવું-ફરવું જોઈએ, કારણ કે એકાએક પગ ખસી જતાં પડી જવાથી ગર્ભપાત થઈ શકે છે. હંમેશાં શુદ્ધ આચાર કરવો જોઈએ. ગર્ભવતીએ ભક્તો, મહાપુરુષો, સંતો અને શૂરવીરોનાં જીવન-ચરિત્ર તથા શ્રીહરિ-કથા વગેરેનું શ્રવણ કરવું જોઈએ. તેનાથી ઘણો લાભ થાય છે.

ગર્ભવતીએ બહુ જાડાં કપડાં પહેરવાં જોઈએ નહીં. સાડી તેમ જ અંગવસ્ત્ર ચુસ્ત નહીં, પણ ખૂલતાં રાખવાં. કપડાં, પથારી તથા બેસવાનું આસન સ્વચ્છ અને મુલાયમ રાખવાં. પથારી બહુ ઊંચી ન હોવી જોઈએ, તેના પર મુલાયમ તકિયો રાખવો. ગર્ભવતીએ શરીર ખમી શકે તેવા ઠંડા કે ગરમ પાણીથી સ્નાન કરવું જોઈએ. શરીરને સ્વચ્છ રાખવું જોઈએ, જેથી રુવાટાંનાં છિદ્ર ખુલ્લાં રહે. આજકાલ શિક્ષિત સ્ત્રીઓમાં ઊંચી એડીનાં પગરખાં પહેરવાનો ચાલ (ફેશન) વધતો જાય છે. આ ઘણું નુકસાનકારક છે. તેનાથી સ્નાયુઓ ઉપર દબાણ આવે છે, પગ ખેંચાય છે અને ચાલતી વખતે આડાઅવળા

થઈ જાય છે. તેવાં પગરખાં ક્યારેય પહેરવાં જોઈએ નહીં અને ગર્ભાવસ્થામાં તો બિલકુલ નહીં. સપાટ, પોચાં દેશી ચપ્પલ અથવા એડી વિનાનાં સ્લીપરનો ઉપયોગ કરવો જોઈએ.

ગર્ભવતીએ ભોજન કર્યા બાદ થોડો સમય આરામ કરવો જોઈએ, પરંતુ દિવસે સૂવું જોઈએ નહીં. આખો દિવસ સતત બેસી પણ રહેવું જોઈએ નહીં. ઓછી મહેનતવાળું ઘરનું કામ કરતાં રહેવું જોઈએ. દરરોજ હળવા હાથે ઘંટીથી દળવું જોઈએ. દરરોજ થોડો સમય ચોખ્ખી હવામાં ફરવું બહુ લાભદાયી છે. ઘરના આંગણામાં અથવા અગાસીમાં ફરો તો પણ ચાલે. નોકર-નોકરાણીઓ હોય તોપણ દરરોજ થોડો શારીરિક શ્રમ અવશ્ય કરવો જોઈએ.

## નહિ કરવા જેવી આઠ વાતો

(૧) મૈથુન બિલકુલ કરવું નહીં. (૨) કુદરતી હાજત રોકવી નહીં. (૩) ઝડપી ચાલનાર વાહનમાં બેસવું નહીં. (૪) કૂદવું કે દોડવું નહીં, વધારે આડા-અવળા થવું નહીં, આડું પડખું ફરવું નહીં. (૫) ભાર ઉપાડવો નહીં. (૬) પરિશ્રમ કરવો, પણ જેથી થાકી જવાય તેવું કામ કરવું નહીં. (૭) દિવસે સૂવું નહીં અને રાત્રે જાગવું નહીં. (૮) મન દુઃખી થાય તેવું કોઈ કામ કરવું નહીં. ગર્ભના છેલ્લા બે મહિનામાં ગર્ભવતીને વિશેષ આરામની જરૂર છે કારણ કે તે સમયે બાળકનું વજન સાડા ત્રણથી સાડા સાત રતલ જેટલું હોય છે.

આ તો મુખ્ય છે. આ સિવાય નીચે જણાવેલાં કાર્યો પણ કરવાં જોઈએ નહીં. જેમ કે આળસુની જેમ સૂઈ રહેવું, બહુ મોટેથી બોલવું કે હસવું, ઊભડક બેસવું, બહુ પગથિયાં ચઢવાં, એકલા જ ક્યાંક જવું કે એકલા સૂવું, ગુસ્સો, શોક, બીક વગેરે કરવાં, ગંદી, વિકલાંગ

કે ભયાનક આકૃતિની વ્યક્તિને સ્પર્શ કરવો, ભયાનક દૃશ્ય જોવું કે દુર્ગંધી પદાર્થને સૂંઘવો, નિર્જન ઘરમાં રહેવું, વધુ તેલમાલિશ કરવી અથવા હળદર-ઉબટન વગેરેનો લેપ કરવો, લાલ-રંગની સાડી પહેરવી અને કોઈ બીજી સ્ત્રીના પ્રસૂતિ-સમયે તેની પાસે રહેવું – આ બધું કરવાથી પણ ગર્ભને નુકસાન થવાની સંભાવના છે.

ગર્ભધારણ બાદ સાતમા મહિનાથી માંડીને બાળકની પ્રસૂતિ થાય તે સમય સુધી સ્તનની બરાબર સંભાળ રાખવી જોઈએ. સ્તનને સારી રીતે ધોવા જોઈએ અને સ્તનમુખ ઉપર ચારે બાજુ ઘી લગાવવું જોઈએ તથા તેમને દિવસમાં બે-ત્રણ વાર હલકા હાથે ખેંચવી જોઈએ, જેનાથી સ્તનમુખ બાળકને સ્તનપાન કરવા માટે પૂરતા વિકસે.



## પ્રસૂતિ-ઘર કેવું હોય?

પ્રસૂતિ-ઘર સાફ સુંદર હોય, તેમાં સૂર્યનાં કિરણો તથા હળવી હવા આવતી હોય, જમીનમાં ભેજ ન હોય, આજુ-બાજુમાં ગંદાં નાળાં ન હોય, સંડાસની દુર્ગંધ આવતી ન હોય, ચૂનાથી તાજું ધોળેલું હોય. ઓરડામાં સામાન હોય તો તેને ત્યાંથી ખસેડી લેવો જોઈએ. શિયાળાની ઋતુ હોય તો ઓરડાને જરૂરિયાત પ્રમાણે હૂંફાળો કરી લેવો જોઈએ, પરંતુ તેમાં રાત-દિવસ સગડી ચાલુ રાખવી જોઈએ નહીં. સ્ત્રીઓ ઘણું કરીને રાત-દિવસ સગડી ચાલુ રાખે છે અને તેમાં લાકડાં-છાણાં સળગાવ્યા કરે છે. કોઈ જગ્યાએ એવું પણ જોવા મળ્યું છે કે એક બાજુ સગડીમાં આગ સળગતી હોય, બીજી બાજુ કેરોસીનનું ફાનસ બળતું હોય અને બારણાં બંધ કરેલાં હોય. પરિણામે અંગારા અને કેરોસીનના ધુમાડા ભેગા થવાથી ઝેરી ગેસ ઉત્પન્ન થાય છે અને ઓરડામાં રહેલાં બધાં ગૂંગળાઈને મૃત્યુ પામે છે. આ ઘણી જ ખરાબ વસ્તુ છે, તેનાથી બચવું જોઈએ. પ્રસૂતિ-ઘરમાં કેરોસીનનું ફાનસ નહીં સળગાવતાં, તલના તેલનો દીવો સળગાવવો જોઈએ. તેની જ્યોત ઠંડી હોય છે અને તે નાનાં-મોટાં સહુની આંખોને તંદુરસ્ત રાખે છે. પ્રસૂતિ-ઘરને ધૂપ, ચંદન વગેરેથી સુગંધિત રાખવું જોઈએ. પ્રસૂતિ પહેલાં તેમાં શાંતિપાઠ, હવન, ગાયો-બ્રાહ્મણોને નિમંત્રીને પૂજન તથા અગ્નિ અને વરુણની પૂજા કરાવવામાં આવે તથા શ્રેષ્ઠ બ્રાહ્મણોને માંગલિક વસ્તુ આપીને

તેમના થકી સ્વસ્તિવાચન કરાવાય તો તે ઘણું ઉત્તમ છે.

બુદ્ધિશાળી, અનુભવી, સાધ્વી તથા સદાચારી સ્ત્રીઓ ત્યાં રહે કે જેઓ ગર્ભવતીને મધુર વાણીથી સાંત્વના આપે, આનંદ વધારનારી વાતો કરે અને તેને આશીર્વાદ આપે તથા મધુર સ્વરે ભગવાનનું નામ-કીર્તન કરે તો પ્રસૂતિ-ઘર કલ્યાણકારી બને છે. પ્રસવ-સ્થાન પર કાકજંઘા, મકોય, કોષાતકી, બૃહતી અને જેઠીમધ – એ બધાંનાં મૂળને વાટીને લેપ કરવો જોઈએ. તેનાથી બાળકનું રક્ષણ થાય છે અને રોગ વગેરેનો જરા પણ પ્રવેશ થતો નથી.

પ્રસૂતા માટે સારી રીતે ખેંચેલા વાણ (દોરી)વાળો ખાટલો અથવા પાટ હોય. તેમાં જૂ, માંકડ વગેરે જંતુ બિલકુલ ન હોવાં જોઈએ. સ્વચ્છ-પોચી પથારી હોય. સાફ ધોયેલી ચાદર હોય. ખાટલા કે પાટનો માથા તરફનો ભાગ ઊંચો હોય. પ્રસૂતિ થયા પહેલાં જ ગર્ભવતીને સારી અનુભવી દાયણ તપાસી લે અને યોગ્ય વ્યવસ્થા કરી લે તો તે ઘણું ઉત્તમ છે. પ્રસૂતિ-ઘરમાં નીચે જણાવેલી વસ્તુઓ પહેલેથી હોવી જોઈએ –

(૧) સારો પલંગ કે પાટ

(૨) મીણિયું (પ્લાસ્ટિકનું પાથરણું)

(૩) પ્રસૂતિ માટે બે મોટાં પ્રવાહીશોષક પેડ (absorbent pads)

(૪) પેટ પર વીંટાળવા માટે જાડું ગરમ કપડું

(૫) એક કે બે સ્વચ્છ ટુવાલ

(૬) પાણી શોષી લે તેવું રૂ (સાધારણ રૂને બાઈકાર્બોનેટ ઑફ સોડા અને પાણીમાં ઉકાળીને આવું રૂ ઘરે પણ બનાવી શકાય છે.)

(૭) લૂછવા માટે ધોયેલાં કપડાં

(૮) સ્વચ્છ રૂનાં પૂમડાં

(૯) તલનું તેલ

(૧૦) શુદ્ધ દેશી સાબુ

(૧૧) પેટ પર લપેટવા માટેનો પટ્ટો અને તેને પકડી રાખવા માટે પીનો

(૧૨) બાળકને લપેટવા માટે ફલાલીન, ધાબળો અથવા અન્ય કોઈ ગરમ કપડાનો ટુકડો

(૧૩) ગરમ પાણીમાં ઉકાળેલી ચોખ્ખી અને ધારદાર કાતર અથવા ચપ્પું

(૧૪) નાળ બાંધવા માટે ગરમ પાણીમાં ઉકાળેલો રેશમી દોરો

(૧૫) જંતુનાશક ડેટોલ (Dettol) દવાની શીશી

(૧૬) એક ડ્રામ જેટલું અરગટ મિશ્રણ

(૧૭) એક રતલ બોરિક ઍસિડ

(૧૮) ત્રણ-ચાર રકાબીઓ અથવા પ્યાલા

(૧૯) પૂરતા પ્રમાણમાં જુદું જુદું ગરમ અને ઠંડું પાણી

(૨૦) બાળકની આંખ માટે પ્રવાહી દવા (બોરિક લોશન)

પ્રસૂતિ સમયે ખૂબ સાવધાનીથી કામ લેવું જોઈએ. નાની-સરખી ભૂલથી પણ મા-બાળકના જીવનું જોખમ થઈ શકે છે. તે સમયે મનોમન ભગવાનના નામનો જપ, ભગવાનની પ્રાર્થના કરતાં રહેવું જોઈએ. એ સમયે પ્રસૂતિ-ઘરમાં એવી સ્ત્રી નહીં રહેવી જોઈએ કે

જેની સાથે પ્રસૂતા સ્ત્રીનો મનમેળ ન હોય અથવા તે બંનેમાં પરસ્પર દ્વેષ હોય; નહીં તો બાળકને હાનિ થાય છે અને જનેતાને હિસ્ટીરિયા કે ભૂતવળગાડ જેવા રોગ થઈ શકે છે.

પ્રસવ પછી માતા અને બાળક બંનેના સ્વાસ્થ્યનું સાવધાનીપૂર્વક રક્ષણ કરવું જોઈએ. તે સમયે માતાને માનસિક અને શારીરિક ખૂબ આરામ મળવો જોઈએ. પ્રસવ પછી લગભગ દસ દિવસ સુધી લોહી કે અન્ય ગંદા પ્રવાહીનો સ્રાવ થતો રહે છે, તેથી જંતુનાશક ડેટોલ (Dettol) જેવી દવાનો ઉપયોગ કરવો જોઈએ. તેનાથી દુર્ગંધ પેદા થશે નહીં. જંતુનાશક દવામાં ઉકાળેલા નાના ટુવાલથી અથવા શુદ્ધ રૂનાં પૂમડાંથી યોનિને ઢાંકવી જોઈએ અને તેમને વારંવાર બદલવાં જોઈએ. માતા બાળકને દૂધ પિવડાવતી હશે તો ગર્ભાશય તરત પોતાની સાધારણ સ્થિતિમાં આવી જાય છે. તેને સામાન્ય સ્થિતિમાં આવતાં લગભગ દોઢ મહિનો લાગે છે, પરંતુ પેઢાને સાધારણ સ્થિતિમાં આવતાં દશ દિવસ લાગે છે. તેથી માતાને કેટલાંક અઠવાડિયાં આરામની જરૂર રહે છે. પરંતુ પથારીમાં જ પડ્યા રહેવું જોઈએ નહીં, બેસવું જોઈએ, તેલ વગેરેની માલિશ કરાવવી જોઈએ. તેનાથી સ્નાયુ જલદીથી સાધારણ સ્થિતિમાં આવી જાય છે.

ઓરડાને સાફસૂથરો રાખવો જોઈએ. તેમાં મળ-મૂત્ર પડેલું રહેવું જોઈએ નહીં. વાસણ ધોઈને સાફ રાખવાં જોઈએ. જનેતા અને બાળકનાં કપડાં લોહી, મળ-મૂત્ર વગેરેમાં રગદોળાવાં જોઈએ નહીં. ઘરનું આંગણું સાફ રાખવું. સવાર-સાંજ લીમડો, ગૂગળ, ધૂપ વગેરે સુગંધિત દ્રવ્યોનો ધૂપ કરવો. ઓરડામાં બપોરે તડકો આવવા

દેવો. ત્યાં સાત્ત્વિક અને સારી વાતો થવી જોઈએ. વાતાવરણ હંમેશાં સાત્ત્વિક રાખવું. આમ કરવાથી મા-બાળક સ્વસ્થ રહે છે અને તેમના મન પર ઘણો સારો પ્રભાવ પડે છે.

પ્રસવ બાદ બીજા દિવસથી ઓછામાં ઓછું એક અઠવાડિયા સુધી માતાને દશમૂલનો કવાથ પિવડાવવાથી માતા અને બાળકની તંદુરસ્તી પર ઘણી સારી અસર થાય છે.

પ્રસવ સમયે બહુ પીડા થતી હોય અને બાળક અવતરતું ના હોય તો કેમોમિલા-૧૨ (હોમિયોપેથિક) દવાનો એક ડોઝ (માત્રા) આપવાથી બાળક સુખરૂપ અવતરશે. એક માત્રાથી ન થાય તો અડધા કલાક પછી બીજી એક માત્રા આપવી. કંટકારીની જડ (મૂળિયાં) હાથ-પગમાં બાંધવાથી જલદીથી પ્રસવ થાય છે. ફૂલ ન બેઠાં હોય તેવા આમલીના નાના વૃક્ષની જડ માથા આગળથી વાળથી બાંધવામાં આવે તો સરળતાથી પ્રસવ થાય છે, પરંતુ સંતાનનો પ્રસવ થતાં તરત એ જ ક્ષણે વાળની સાથે તેને કાતરથી કાપી નાખવી જોઈએ. બંગાળમાં સાદા-માકાલ નામનો એક છોડ થાય છે, તેની જડ કમરમાં બાંધવાથી પણ તરત પ્રસવ થાય છે, પરંતુ તેને પણ બાળક અવતરતાં તે જ ક્ષણે છોડી નાખવી જોઈએ.

વડના પાન પર નીચે લખેલું યંત્ર તથા મંત્ર લખીને ગર્ભવતીના માથા પર રાખવાથી સરળતાથી પ્રસવ થતો જોવા મળ્યો છે.

**મંત્ર**

अस्ति गोदावरीतीरे जम्भला नाम राक्षसी।
तस्याः स्मरणमात्रेण विशल्या गर्भिणी भवेत्॥

## યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૧ | ૮ | ૯ | ૧૪ |
| ૧૧ | ૧૨ | ૩ | ૬ |
| ૭ | ૨ | ૧૫ | ૮ |
| ૧૩ | ૧૦ | ૫ | ૪ |

નીચે જણાવેલા મંત્રથી મંત્રેલું પાણી પિવડાવવાથી પણ બધી મુશ્કેલીઓ દૂર થઈને પ્રસવ સુખરૂપ થાય છે અને જનેતા તથા બાળકનું કલ્યાણ થાય છે.

अच्युतानन्तगोविन्दनामोच्चारणभेषजात् ।
नश्यन्ति सकला रोगाः सत्यं सत्यं वदाम्यहम् ॥



# એક પ્રસૂતિ અને બીજી પ્રસૂતિ વચ્ચેનું અન્તર કેટલું હોય ?

આજકાલ જે યુવાન સ્ત્રીઓ અને બાળકોએ સતત બીમારીઓ ભોગવવી પડે છે અને તેમનું મૃત્યુપ્રમાણ પણ વધુ છે તેમાં સંયમનો અભાવ એક મુખ્ય કારણ છે. વિષયભોગનો અતિરેક જેમ પુરુષ માટે ઘાતક છે, તેવી જ રીતે સ્ત્રી માટે પણ તે અત્યંત નુકસાનકારક છે. **વધુ પડતા વિષય-સેવનથી સ્ત્રીઓને કબજિયાત, પેટનો દુખાવો, પ્રદર, દુર્બળતા, યોનિભ્રંશ, માથાનો દુખાવો, ક્ષય અને પ્રસૂતિના વિવિધ રોગો થઈ જાય છે. નાની ઉંમરની વહુઓ તો રાત-દિવસ માથાનો દુખાવો, ભૂખ ન લાગવી, બેચેની, સફેદ રસ વહેવો, પેટ તથા પેઢુમાં દુખાવો વગેરે રોગોના કારણે સતત પીડા ભોગવે છે, તેનું મુખ્ય કારણ 'અતિશય વિષયભોગ' જ છે.** વધારે પડતા વિષયભોગથી ગર્ભસ્રાવ તો થાય જ છે, પણ તે ઉપરાંત સંતાન પણ અશક્ત, અલ્પજીવી, રોગી, મંદબુદ્ધિ, ચરિત્રહીન અને નાસ્તિક થાય છે. તેનામાં વિકાસ અને સંવર્ધનની શક્તિ પણ બહુ ઓછી જોવા મળે છે.

અતિશય વિષય-ભોગથી સ્ત્રીઓને વિવિધ રોગો લાગુ પડે છે, તેમનું યૌવન અકાળે જ નાશ પામે છે, થોડાંક જ વર્ષોમાં યુવાનીની ઉંમરમાં જ તેઓ ઘરડી થઈ જાય છે, ધર્મમાં મન લાગતું નથી,

શરીરને આળસ ઘેરી વળે છે. અગ્નિમાં ઘી નાખવાથી જેમ અગ્નિ વધુ પ્રજ્વલિત થાય છે તેમ ભોગના અતિરેકથી ભોગવાસના ઉત્તરોત્તર વધતી જાય છે, દાંપત્ય-સુખમાં ઊણપ આવે છે, આયુષ્ય ઘટી જાય છે અને કાયમ માટે રોગિષ્ઠ જેવી બની રહેતાં ઘરમાં પતિ વગેરે તરફથી આદર-માન ઓછાં થવાને કારણે તેનું માનસિક દર્દ પણ વધી જાય છે. તેથી દંપતીએ પોતે નીરોગિતા, ધાર્મિકતા, ઉત્તમ તંદુરસ્ત સંતાન અને દીર્ઘાયુષ્ય મેળવવા માટે વધુમાં વધુ સંયમ પાળવો જોઈએ.

એ યાદ રાખવું જોઈએ કે વિષય-સેવન વિષય-સુખ માટે નથી, સંતાનની ઉત્પત્તિના ધર્મપાલન માટે છે. તેથી ધર્મ અનુસાર વિષય-સેવન કરવું જોઈએ. ભગવાને કહ્યું છે -

धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ।

(ગીતા-૭/૧૧)

'હે અર્જુન! પ્રાણીઓમાં ધર્મનો અવિરોધી અર્થાત્ મિત્ર કામ હું છું !' આ દૃષ્ટિએ શાસ્ત્ર અનુસાર ઋતુકાળમાં ઓછામાં ઓછો વિષય-સંસર્ગ કરવો જોઈએ. ગર્ભાધાન થયા પછી વિષયસંસર્ગ સર્વથા બંધ કરી દેવો જોઈએ.

પ્રસવ બાદ બાળક જ્યાં સુધી સ્તનપાન કરતું રહે ત્યાં સુધી તો વિષય-ભોગ ન જ કરવો જોઈએ. લગભગ પોણા બે વર્ષ સુધી બાળકને સ્તનપાન કરાવવું યોગ્ય છે. જે બાળકોને તંદુરસ્ત માતાનું સ્નેહ-પરિપૂર્ણ દૂધ મળે છે તેમનું જીવન બધી રીતે સુખી બને છે. અસંયમથી મુશ્કેલી ઊભી ન થાય તથા માતાનું સ્વાસ્થ્ય સારું રહેશે તો પોણા બે વર્ષ સુધી સ્તનમાં પૂરતું દૂધ આવતું રહેશે. સ્તનપાન બંધ કરાવ્યા પછી બીજા તેટલા જ સમય સુધી, માતાને આરામ મળે

તે માટે સંભોગ કરવો જોઈએ નહીં. ત્યારબાદ દોઢ વર્ષનો સમય તંદુરસ્ત અને દીર્ઘજીવી સંતાનનું ઘડતર કરવાની અનુકૂળતા રહે તે માટે મળવો જોઈએ. આ રીતે સંતાનના જન્મ બાદ લગભગ પાંચ વર્ષ સુધી સંયમપૂર્વક રહેવું યોગ્ય છે.

બાળકના સ્તનપાન છોડ્યા પછી તરત જ સંભોગ કરવો એ 'અધમ' છે. સ્તનપાન છોડ્યા પછી બીજા તેટલા જ સમય પછી સંભોગ કરવો એ 'મધ્યમ' છે અને પૂરાં પાંચ વર્ષ વીત્યા પછી સંભોગ કરવો 'ઉત્તમ' છે. એટલું ના થઈ શકે તો ઓછામાં ઓછું પહેલા સંતાન પછી બીજા સંતાનની ઉત્પત્તિ વચ્ચેનો સમય પાંચ વર્ષનો તો હોવો જ જોઈએ. આમ કરવાથી દસ મહિના પહેલાં જ વિષય-સંભોગ કરી શકાય.

સંયમશીલ માતાપિતાના પવિત્ર હેતુથી પ્રેરાઈને થતા સંસર્ગથી જ સારા સંતાનની ઉત્પત્તિ સંભવે છે. સોળ વર્ષથી પાંત્રીસ વર્ષની ઉંમર સુધીમાં સંયમપાલન કરતાં રહીને ત્રણ-ચાર બાળકો થાય તો તે પર્યાપ્ત છે. એમ થવાથી સંતાન પણ ઉત્તમ થશે અને માતાપિતા પણ સુખી રહેશે. કમજોર બાળકો જેટલાં વધુ થશે તેટલો જ તેમના ઉછેરમાં શ્રમ, ખર્ચ, ક્લેશ વગેરેનો તથા તેઓ સતત બીમાર રહ્યાં કરે તેનો અને તેમના અકાળ મરણનો સંતાપ વધુ થશે. વધારે બાળકો થવાથી તેમનું કાળજીપૂર્વકનું અને પ્રેમભર્યું પાલનપોષણ પણ થઈ શકશે નહીં અને બધો સમય તેમાં જ વીતી જશે; કોઈ શુભ કર્મ, લોકસેવા, દેશસેવા માટે અને માનવજીવનના ભગવાનની પ્રાપ્તિના પરમ ધ્યેય સારુ સત્સંગ, તીર્થવાસ, ભજન વગેરે માટે સમય જ મળશે નહીં. આ ઘણું મોટું નુકસાન છે; કારણ કે તેથી તો માનવજીવન સર્વથા વ્યર્થ બની રહે છે.

ઉપરાંત, ઘણાં અયોગ્ય સંતાન હોવા કરતાં એક-બે સુયોગ્ય બાળકો હોવાં એ વધુ મહત્ત્વનું છે. વરસાદી જીવજંતુ એકસામટાં લાખોની સંખ્યામાં પેદા થાય છે. સાપની માદા એકસાથે બસો-અઢીસો બચ્ચાં પેદા કરે છે અને તેમાંનાં મોટા ભાગનાંને તો તે પોતે જ ખાઈ જાય છે. કૂતરીને પાંચ-સાત ગલૂડિયાં એકસાથે થાય છે, પણ એનું મહત્ત્વ શું ? મહારાજ રાઘવેન્દ્ર શ્રીરામચંદ્ર પોતાની માતાના એક જ દીકરા હતા, ભીષ્મ પણ એક જ હતા, શંકરાચાર્ય પણ એક જ હતા પણ તેમનું કેટલું મહત્ત્વ છે ! મહત્ત્વ ગુણોનું છે, સંખ્યાનું નહીં. વાસ્તવમાં, મહત્ત્વપૂર્ણ અને સાર્થક સંતાન તો તે છે કે જે ભગવદ્‌ભક્ત છે. અન્યથા તો માનવ-સ્ત્રી માદાપશુની જેમ પશુ-સંતાન જ પેદા કરે છે, સુપુત્રને જન્મ આપતી નથી.

पुत्रवती जुबती जग सोई। रघुपति भगतु जासु सुत होई॥
नतरु बाँझ भलि बादि बिआनी। राम बिमुख सुत तें हित जानी॥

(રા.ચ.મા. અયોધ્યા ૭૪/૧)



# બાળકોનું જીવન-નિર્માણ માતાના હાથમાં છે

કોમળ વસ્તુ ઉપર પ્રભાવ બહુ જલદી અને કાયમી પડે છે. નાના કુમળા છોડને માળી જેમ ઇચ્છે તે પ્રમાણે વાળી શકે છે, કાચી માટીના વાસણને કુંભાર પોતાની ઈચ્છા પ્રમાણે આકાર આપી શકે છે. બરાબર તેવી જ સ્થિતિ બાળકોની છે. તેમની પ્રકૃતિ, તેમની બુદ્ધિ, તેમનો સ્વભાવ, તેમનું મન, હૃદય વગેરે એટલાં સરળ અને કોમળ હોય છે કે તેમના પર તમે જે સંસ્કાર પાડવા માગો તે પાડી શકો, તેમાં તમારે કોઈ પણ પ્રકારની મહેનત કરવી પડતી નથી. બાળકોનું હૃદય એવા સફેદ વસ્ત્ર જેવું સ્વચ્છ હોય છે કે જેના પર કોઈ પ્રકારનો રંગ લાગ્યો હોતો નથી. તેથી બાલ્યાવસ્થામાં બાળકોના ભણતર અને ગણતર ઉપર ધ્યાન આપવું અત્યંત જરૂરી છે.

અનુકરણની પ્રવૃત્તિથી જ બાળકના શિક્ષણની શરૂઆત થાય છે. અનુકરણ-શક્તિ બાળકોમાં જન્મજાત જ હોય છે. બાળકોનું બાળપણ મોટે ભાગે માતાના ખોળામાં પસાર થાય છે. તે માતાના ખોળામાં જ ખાય છે, રમે છે અને સૂએ છે. તેથી તેના જીવનનું ઘડતર માતાના હાથમાં છે. માતા ઇચ્છે તો પોતાના આચરણ દ્વારા બાળકને સદાચારી, ઈશ્વરભક્ત, કર્તવ્યપરાયણ, શાંત, ધીર, વીર તેમ જ ગંભીર બનાવી શકે છે અને તે ઇચ્છે તો તેને ચોર, લબાડ, પાખંડી, કામી, ક્રોધી, ડરપોક પણ બનાવી શકે છે. વિશ્વના ઇતિહાસમાં આજ સુધી જેટલા પણ મહાપુરુષો થયા છે તે બધા માતાઓની દેણ છે.

માતાનું હૃદય સ્નેહપૂર્ણ હોય છે. તે પોતાના સાત્ત્વિક સ્નેહ દ્વારા બાળકના જીવનમાં સારાપણું લાવી શકે છે. પરંતુ સારી-ખરાબ બધી વસ્તુઓની એક સીમા હોય છે. સ્નેહ પણ જ્યારે વિવેકની સીમાનું ઉલ્લંઘન કરીને આગળ વધે છે ત્યારે તે ઘાતક બની જાય છે. બાળકોના બગડવાનું મહદંશે આ જ કારણ હોય છે. એવું જોવામાં આવ્યું છે કે લગ્નનાં ઘણાં વર્ષો પછી પુત્રનો જન્મ થયો હોય અથવા કંઈક સંતાનોના મર્યા બાદ પુત્રજન્મ થયો હોય અથવા કેટલીક પુત્રીઓ પછી પુત્રજન્મનું સૌભાગ્ય મળ્યું હોય અથવા એક પુત્ર પછી બીજું સંતાન થયું ન હોય, ધન પુષ્કળ હોય વગેરે વગેરે અનેક પરિસ્થિતિઓ એવી છે કે જેમાં સ્વાભાવિક રીતે માતા-પિતા (ખાસ કરીને માતા) બાળકને એટલો સ્નેહ કરવા લાગે છે કે દિવસ-રાત બાળક તેના ખોળામાં જ ઝૂલ્યા કરે છે, જમીન ઉપર પગ મૂકવાની તક સુદ્ધાં મળતી નથી, પરિણામે તેની તંદુરસ્તી કથળે છે, ક્યારેક તો તેનાં નીચેનાં અંગ નકામાં થઈ જાય છે અને તે પાંગળો બની જાય છે. બાળકોને જિદ્દી બનાવવામાં પણ આ સ્નેહ જ કારણભૂત હોય છે. કેટલીક માતાઓ સ્નેહને કારણે બાળકને શિક્ષણ માટે પણ પોતાનાથી અળગો કરતી નથી. તે વિચારતી હોય છે – 'મારા લાલની ઉંમર જ શી છે ? હજી તો દૂધિયા દાંત પણ પડ્યા નથી, આખી જિંદગી છે, ભણશે. નહીં ભણે તોપણ શું ? કોઈ પાસે ભીખ માગવા થોડું જવાનું છે ? ઈશ્વરે આપ્યું છે તેનાથી કામ ચાલી જશે.' આથી બાળક શિક્ષણથી વંચિત રહે છે અને ભવિષ્યમાં ઘણી તકલીફ સહન કરે છે. ઘણીવાર એવું પણ જોવામાં આવે છે કે બાળક ખરાબ સોબતથી અથવા બાળસહજ ચપળતાથી વિવિધ અયોગ્ય કાર્ય કરવા લાગે છે – જેમ કે ઘરની બહાર નકામું રખડવું, પતંગ ચગાવવા, પત્તાં-ચોપાટ-લખોટી વગેરે રમવું, જુગાર રમવો, છોકરાંઓ સાથે મળીને

રસ્તે જતી વ્યક્તિઓ કે પશુઓને હેરાન કરવાં, પક્ષીઓ-જંતુઓ વગેરે ઉપર પથ્થર ફેંકવા, કીડી વગેરેને હાથ કે પગથી મસળી નાખવાં, બીડી પીવી, ગાળો બોલવી, ઘરમાંથી છાનામાના પૈસા ચોરીને બજારમાંથી વસ્તુઓ ખરીદવી વગેરે વગેરે; અને માતા-પિતાને આની પૂરી જાણ પણ હોય છે, પરંતુ બાળક પ્રત્યેના સ્નેહને કારણે તેઓ તેને કાંઈ કહેતાં નથી, ઊલટાનું એના નટખટવેડાથી ખુશ થાય છે. આ ઘણું જ ઘાતક છે. આ બાળક પ્રત્યે સ્નેહ નહીં, અન્યાય છે. તેનાથી બાળકનું જીવન નષ્ટપ્રાય થઈ જાય છે.

પ્રકૃતિભેદને કારણે આજકાલ કેટલીક માતાઓમાં વાત્સલ્ય-પ્રેમનો અભાવ જોવા મળે છે. તે અજ્ઞાનને લીધે અથવા ફેશનની ગુલામ બનીને પોતાના વ્યક્તિગત સુખ-આરામને મહત્ત્વ આપે છે અને બાળક માટેનાં કાર્યોને ગૌણ માને છે. આજની પોતાને શિક્ષિત કહેવડાવતી ફેશનની પૂતળીઓ જેવી સ્ત્રીઓ કે જેઓ સ્ત્રી-પુરુષના સંબંધને પશુસહજ મનોવિકારની પૂર્તિનું સાધનમાત્ર સમજે છે, તે સ્ત્રીઓ જન્મ આપતાંની સાથે જ બાળકને પોતાનાથી અળગું કરી દે છે. બાળકને દૂધ પિવડાવવું, ઉછેર કરવો, શિક્ષિત કરવું વગેરે બધાં કામની જવાબદારી આયા (દાસી)ની થઈ જાય છે. બાળકનું જીવન કઈ રીતે વીતી રહ્યું છે તેની પણ માતાને કોઈ ચિંતા હોતી નથી. પરિણામે દાસ-દાસીઓના વિશ્વાસે રહેવાથી તેમના બધા પ્રકારના અવગુણ અનુકરણશીલ બાળકમાં આવી જાય છે અને તે બિચારાનું જીવન નષ્ટ થઈ જાય છે. ધનિકોનાં બાળકોના બગડવાનું આ એક મોટું કારણ છે.

કેટલીયે માતાઓ બાળકને ખવડાવી-પિવડાવી નિશાળે મોકલી દેવામાં જ પોતાના કર્તવ્યની ઈતિશ્રી માની લે છે. તે એ પણ જાણવાની તકલીફ લેતી નથી કે બાળક નિશાળમાં શું ભણે છે, કોની સોબતમાં

રહે છે, કેવાં બાળકો સાથે નિશાળે આવ-જા કરે છે અને શું કરે છે. આનાથી માતાઓને થોડી ફુરસદ જરૂર મળે છે, બાળક આખો દિવસ ઘરે રહીને જાતજાતની ધમાલ કરતો હતો તેમાંથી માતાને રાહત મળે છે; પરંતુ બાળકની જીવન-ધારા કઈ બાજુ વહી રહી છે તેનાથી તે અજાણ રહે છે. મા બાળકને સુધારવા માટે શાળામાં મોકલે છે તેથી તે સમજે છે કે બાળક સુધરી રહ્યું છે, પરંતુ થાય છે તો તેનું વધુ પતન. આજકાલ શાળાકીય શિક્ષણનું જે ખરાબ પરિણામ જોવા મળી રહ્યું છે, શાળામાં બાળકોનું જે રીતે ચારિત્ર્યવિષયક પતન થઈ રહ્યું છે તે જોતાં તો એમ જ કહેવું પડે છે કે બાળકને શાળામાં મોકલ્યા પછી તો માતા-પિતાની જવાબદારી અધિક વધી જાય છે, કેમ કે વિપત્તિની સંભાવના પણ એ સમયે બહુ વધી જાય છે. તેથી માતા-પિતાએ બાળકોને શાળામાં મોકલ્યા બાદ પોતાની જવાબદારી પૂરી થયેલી સમજવી જોઈએ નહિ, પરંતુ વધુ જાગ્રત રહેવું જોઈએ.

બાળકોના પતનનું ત્રીજું કારણ છે, માતા-પિતાનો બાળક ઉપર વધુ પડતો અંકુશ. મોટા વૃક્ષની નીચે નાનો છોડ નથી વિકસતો અને જો વિકસે છે તો એટલા પ્રમાણમાં તો નહીં જ કે જેટલા પ્રમાણમાં ખુલ્લી જગ્યાએ. બસ, બાળકો માટે પણ આ જ બાબત છે. જ્યાં વધુ અંકુશ હોય, નાની-નાની વાતમાં ધમકી-ઠપકો આપવામાં આવે ત્યાં બાળકનું જીવન મુરઝાઈ જાય છે, તેની વિકાસોન્મુખ પ્રતિભા નાશ પામે છે, કળી ખીલતાં પહેલાં જ કરમાઈ જાય છે. પરિણામ એ આવે છે કે બાળક કાયર અને કમજોર બની જાય છે તથા પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેસે છે અથવા નઠોર બની જાય છે અને કોઈના કહેવા-સાંભળવાની પરવા કરતો નથી. તેથી એ જરૂરી છે કે માતા-પિતા બાળકને સંયમમાં જરૂર રાખે, પણ વધારે પડતાં ધમકી-ઠપકો

ન આપે, બાળસ્વભાવની સ્વાભાવિકતા અને સરળતાને કચડી ન નાખે. જે વાત જે સમયે જરૂરી હોય તે સમયે પ્રેમથી સમજાવીને, તેમ જ જરૂર જણાય તો સાધારણ ઠપકો આપીને કહેવી જોઈએ. નહીં તો આઘાત સામે પ્રત્યાઘાત સ્વાભાવિક જ છે. છોડની જાળવણી માટે વાડની જરૂર હોય છે જ, આવરણ વગર દીવો બરાબર પ્રકાશ આપતો નથી અને ઘણીવાર બુઝાઈ જાય છે, તેવા જ પ્રકારના પ્રેમપૂર્ણ તથા વિવેકયુક્ત અનુશાસનની જરૂર છે. વિવેકયુક્ત અનુશાસનમાં બાળકને જો સ્વતંત્ર રહેવા દેવામાં આવે તો તેનાથી તેની કુદરતી ગુપ્ત શક્તિઓનો જેટલો વિકાસ થાય છે કે તેટલો વિકાસ થવાનું બીજી કોઈ રીતે શક્ય નથી.

આચરણની શક્તિ અમર્યાદિત છે. આચરણરૂપી 'મૌન વ્યાખ્યાન'થી એવું કાર્ય થઈ જાય છે કે જે મોટા-મોટા સુધારક વિદ્વાનો દિવસ-રાત ઉપદેશ આપીને, ગંભીર વિવેચનાત્મક લેખ લખીને તેમ જ શિક્ષણ-સંબંધી પ્રયત્નો કરીને પણ કરી શકતા નથી. આચરણમાં એક એવી દિવ્ય શક્તિ છે કે જે બીજાને આપમેળે કર્તવ્ય કરવા પ્રેરિત કરે છે. વળી, બાળક તો સ્વભાવે જ અનુકરણશીલ હોય છે. તેથી માતા-પિતાએ પોતાનું જીવન બરાબર એવું બનાવવું જોઈએ કે જેવું તેઓ પોતાના સંતાનનું બનાવવા ઇચ્છે છે. ધાતુની મૂર્તિઓ બનાવવા માટે સંચા (ફરમા)ની જરૂર હોય છે. બાળકના જીવનને ઘડવા માટે માતા-પિતાનું જીવન જ સંચો છે. માતા-પિતાએ યાદ રાખવું જોઈએ કે – બાળકને મારીને કે તેના પર ગુસ્સો કરીને તેને સદાચારી બનાવી શકાશે નહીં. પહેલાં પોતે જ સદાચારી બનવાથી તે સદાચારી બનશે. સંયમરહિત માતા-પિતાએ એવી આશા રાખવી કે પોતાનું બાળક સંપૂર્ણ સદાચારી બને તો તે આશામાત્ર છે. તે માટે તો માતા-પિતાએ શરીર, મન અને વાણી – ત્રણેમાં સંયમ રાખવો જોઈએ તેમ જ

સાવધાનીપૂર્વક સદાચાર-પરાયણ રહેવું જોઈએ.

સંતાનને ગુણિયલ બનાવવા માટે માતા શિક્ષિત હોવી ખૂબ જરૂરી છે. મોટે ભાગે જોવા મળ્યું છે કે જે ઘરમાં માતા ચતુર હોય છે તેનું સંતાન પણ ઘણું ચતુર અને ગુણવાન હોય છે. પુત્રીઓનું જીવન તો સંપૂર્ણપણે માતા ઉપર જ આધારિત છે.

જેમ કે, પહેલાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે બાળકના હૃદય ઉપર નાની-નાની વાતોનો પ્રભાવ બહુ જલદી પડે છે. મોટે ભાગે જોવા મળ્યું છે કે માતાઓ બાળકોમાં બીકની ટેવ પાડે છે. કોઈ વાર બાળક દૂધ પીતું ના હોય, કપડાં પહેરતું ના હોય, રાત્રે મોડે સુધી જાગતું હોય, કારણ વિના રડતું હોય અથવા આવા પ્રકારનું કોઈ બીજું વર્તન કરતું હોય તો માતા-પિતા તેને 'ભૂત', 'હાઉ', 'ચોર' વગેરેની બીક બતાવે છે. તેનું પરિણામ એ આવે છે કે બાળકનો સ્વભાવ ડરપોક બની જાય છે. ક્યારેક ક્યારેક તો આ બીક જિંદગીભર રહેતી હોય છે.

બાળકના વિદ્યાભ્યાસના શિક્ષણની જવાબદારી પણ માતા ઉપર જ રહેવી જોઈએ. જોવામાં આવ્યું છે કે શાળામાં પ્રવેશ લેવા સુધી તો બાળક રમ્યા જ કરે છે, તેને જરા પણ શબ્દજ્ઞાન નથી હોતું. આ બહુ ખરાબ છે. માતા-પિતા માટે એ જરૂરી છે કે તેઓ બાળકમાં સમજ આવતાં જ મૌખિક શિક્ષણ આપવાની શરૂઆત કરે. યુરોપમાં 'વસ્તુપાઠ'* દ્વારા બાળકને શિક્ષણ આપવામાં આવે છે. બાળકો રમકડાંનાં શોખીન તો હોય છે જ, તેથી સારાં-સારાં રમકડાંઓના રૂપમાં લાકડાના કે બીજી કોઈ ધાતુના મોટા-મોટા અક્ષરો બનાવવામાં આવે છે અને તે બતાવીને બાળકોને વર્ણ-પરિચય કરાવાય છે. ભારતમાં પણ આ પદ્ધતિનો બહુ જલદી પ્રચાર થવો જોઈએ.

* Teaching through models.

મોટે ભાગે જોવા મળ્યું છે કે આપણા દેશનાં બાળકો વ્યાવહારિક શિક્ષણમાં બિલકુલ કોરાં રહે છે. મોટાં થઈ જવા છતાં તેમ જ શિક્ષણ મેળવી લીધું હોવા છતાં તેમનામાં વ્યાવહારિક શિક્ષણની ઊણપ કાયમ રહે છે. તેની જવાબદારી માત્ર માતા-પિતાની જ છે. તેઓ સ્નેહને કારણે બાળકોમાં ખરાબ ટેવોને દૃઢ થવા દે છે. માતાપિતા જોતાં જ હોય છે કે બાળક મોડે સુધી ઊંઘતો રહે છે, કપડાં ગંદાં રાખે છે, પુસ્તકો ફાડી નાખે છે, ગમે ત્યાં થૂંકે છે, ગમે તેવું (અશિષ્ટ) બોલે છે, દસ વ્યક્તિઓ વચ્ચે (જાહેરમાં) જવામાં સંકોચ અનુભવે છે, કોઈ વાત પૂછવામાં આવે તો નાકમાં આંગળી નાખવા લાગે છે, તેમ જ જેમ-તેમ કરીને નાસી જવાનો પ્રયત્ન કરે છે અથવા વડીલોનો અનાદર કરે છે, કારણ વગર નકામો બકવાસ કરે છે, વાત કરતાં કરતાં વડીલોને અવગણીને નીકળી જાય છે, કહેવા છતાં વાત માનતો નથી અને મોઢું ચડાવે છે વગેરે – છતાં તેઓ તેને કશું કહેતાં નથી. પરિણામ એ આવે છે કે બાળકનો સ્વભાવ તેવો જ બની જાય છે અને તે આખી જિંદગી બુદ્ધુ અથવા ઉદ્ધત બની રહે છે. તેથી માતા-પિતા માટે એ જરૂરી છે કે તેઓ હંમેશાં એવો પ્રયત્ન કરે કે પોતાનું બાળક હરહંમેશ સદાચાર અને શિષ્ટાચારનું શિક્ષણ મેળવતું રહે.

માતાપિતા માટે એ જરૂરી છે કે તેઓ પોતાના સંતાનમાં ધાર્મિક શિક્ષણનું બીજ તેના બાળપણમાં જ વાવી દે. તેનો સૌથી સાદો ઉપાય એ છે કે દરરોજ સવાર-સાંજ બાળકને સાથે રાખીને કીર્તન કરવું, ભગવદ્ભક્તિ-વિષયક સુંદર પદ ગાવાં તથા ભગવાનનાં દર્શન કરવા મંદિરમાં જવું. બાળકોને વાર્તા સાંભળવાનો શોખ હોય જ છે, તેથી તેમને ભક્તોનાં સારાં-સારાં ચરિત્ર સંભળાવીને તેમનામાં તેવા બનવાની ઇચ્છા જાગ્રત કરવી જોઈએ. દીનદુ:ખીઓને તથા પશુ-

પક્ષીઓને બાળકોના હાથે પાણી, અન્ન, ભોજન વગેરે અપાવવાથી તેમના હૃદયમાં દયાભાવ પેદા થાય છે. આ રીતે આચરણ દ્વારા તથા મૌખિકરૂપે - સ્પષ્ટ કથન કરવું, કોઈ પ્રકારનો ક્ષોભ ન રાખવો, આપ્યા વિના કોઈની વસ્તુ ન લેવી, અર્થહીન ઝઘડો ન કરવો, બધાંને આદર આપવો, પ્રેમથી હસીને બોલવું વગેરેનું શિક્ષણ પણ બાળકોને તેમના બાળપણમાં જ માતાપિતા દ્વારા મળવું જોઈએ.

બાળકો પર જ કુટુંબ, સમાજ, દેશ તથા વિશ્વનું ભવિષ્ય નિર્ભર છે. તેથી તેમને શિક્ષણ આપવું એ કેટલું જરૂરી છે તે કહેવાની જરૂર નથી. માતાઓ માટે એ જરૂરી છે કે તેઓ પોતાના સ્વરૂપને સમજે અને પોતાના કર્તવ્ય-પાલનમાં લાગી જાય. એક વિદ્વાનના આ કથન પર માતાઓએ હંમેશાં ધ્યાન રાખવું જોઈએ – 'એક સારી માતા સેંકડો શિક્ષકોની બરાબર છે. તે સંતાનોના મનને આકર્ષી લેવા માટે ચુંબક- પથ્થર તથા તેમની આંખો માટે ધ્રુવતારક છે.'



# કોની સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ?

**સાસુ-સસરા :** હિન્દુશાસ્ત્ર મુજબ સાસુ-સસરા વસ્તુતઃ માતા-પિતા કરતાં પણ વધુ પૂજનીય અને શ્રદ્ધાને પાત્ર છે, કારણ કે તેઓ આત્મા કરતાં પણ વધુ પ્રિય એવા પતિને જન્મ આપનારાં, પતિનાં પૂજનીય માતા-પિતા છે. પોતાના હાથે તેમની સેવા કરવી, તેમની આજ્ઞા માનવી, તેમને પ્રસન્ન રાખવાના પ્રયત્નો કરવા, તેમની અનુચિત વાતને પણ સહી લેવી તે સ્ત્રીનો ધર્મ છે. સાસુ-સસરા વાસ્તવમાં આદર-માનનાં ભૂખ્યાં છે. જે સાસુ-સસરાએ પાલન-પોષણ કરી તમારા પતિને માણસ બનાવ્યો છે તેઓ સ્વાભાવિક રીતે જ એવું ઇચ્છે કે વહુ-દીકરો અમારી આજ્ઞા માને અને અમારી ઇચ્છા વિરુદ્ધ કાંઈ પણ ના કરે. તમારે એવું કોઈ પણ કામ અથવા આચરણ કરવું જોઈએ નહીં કે જે તેઓને ખરાબ લાગતું હોય. ક્યાંક જવાનું હોય તો પહેલાં સાસુને પૂછી લો. કપડાં-લત્તાં મંગાવવાં હોય તો સીધા પતિ મારફતે નહીં મંગાવતાં સાસુ મારફત મંગાવો. સાસુને પૂછ્યા વિના અથવા તેમની 'ના' હોય તો તેવું કોઈ કામ કરો નહીં. રૂપિયા-પૈસાનો હિસાબ સાસુ પાસે રહેવા દો. દરરોજ થોડો સમય સાસુના પગ દબાવી આપો; અને પતિને પણ એવું કોઈ કામ કરવામાંથી, તેમને સમ્માનપૂર્વક સમજાવીને રોકી લો કે જે તેમનાં માતાપિતાની ઇચ્છા વિરુદ્ધનું હોય. બસ, તમારા આ આચરણોથી તેઓ ખુશ થઈ જશે. વાસ્તવમાં સાસુ-સસરાને સાક્ષાત્ ભગવાન લક્ષ્મી-નારાયણ સમજીને તેમની શ્રદ્ધા-ભક્તિપૂર્વક સેવા કરવી જોઈએ. તમે સેવા તથા સદ્‌વ્યવહાર કરીને

તેમના આશીર્વાદ મેળવશો તો તમારું પરમ કલ્યાણ થશે.

**જેઠ :** ભગવાને જેમને તમારા પતિથી મોટા અને તેમના પણ પૂજનીય બનાવીને મોકલ્યા છે તેઓ ભલે વિદ્યા-બુદ્ધિમાં ઓછા હોય, તોપણ તમારે માટે તો હંમેશાં સન્માનીય, આદરણીય તથા સેવાને યોગ્ય છે. તેમનું હિત કરવું, તેમની સેવા કરવી અને તેમને સુખ આપવું એ તમારો ધર્મ છે.

**દિયર :** દિયરને નાનો ભાઈ માનીને તેનું હિત કરવું જોઈએ તથા તેની સાથે પવિત્ર વ્યવહાર કરવો જોઈએ. દિયર સાથે ઠઠ્ઠા-મશ્કરી કરવી જોઈએ નહીં અને પોતાના પતિને અવારનવાર કહીને દિયરના મનની ઈચ્છાને અનુકૂળ કામ કરાવી લેવું જોઈએ, જેનાથી પ્રેમ વધે.

**જેઠાણી-દેરાણી :** જેઠાણીને મોટી બહેન અને દેરાણીને નાની બહેન માનીને તેમના પ્રત્યે યથાયોગ્ય આદર, શ્રદ્ધા, ભાવ અને પ્રેમ રાખવાં જોઈએ. પોતાનો સ્વાર્થ છોડીને તેમને સુખ આપવાનો પ્રયત્ન કરવો જોઈએ તથા તેમનાં બાળકોને પોતાનાં બાળકો કરતાં પણ વધુ વહાલાં ગણીને તેમને ખાવા-પીવાની, પહેરવા-ઓઢવાની વસ્તુઓ સારી અને પહેલાં આપવી જોઈએ તથા તેમને લાડપ્યાર કરવાં જોઈએ.

**નણંદ :** નણંદ તમારાં સાસુની પુત્રી અને તમારા પતિની સગી બહેન છે. તેનો આદર-સત્કાર સાચા મનથી કરવો જોઈએ અને જો તે પરણેલી હોય તો પોતાની શક્તિ મુજબ તેને ખૂબ આપતા રહેવું જોઈએ. માતા ઉપર પુત્રીનો વિશેષ અધિકાર હોય છે અને માતાનો પણ સ્વાભાવિક જ વિશેષ પ્રેમ તેના ઉપર હોય છે. તેથી માતાના ઉપરાણાથી પ્રેરાઈને તે નણંદ તથા પુત્રીસ્નેહને કારણે તેની માતા (તમારાં સાસુ) તમને કાંઈ કહે અથવા ક્યારેક રુક્ષ વ્યવહાર કરે તોપણ તમારે પરિસ્થિતિ સમજીને તેમને પ્રેમ આપવો જોઈએ અને

તેમની સાથે સદ્‌વ્યવહાર જ કરવો જોઈએ.

**નોકર-નોકરાણી :** આ લોકો પ્રત્યે વિશેષ સ્નેહ અને આદર રાખવો જોઈએ. તેઓ બિચારાં તમારી સેવા કરે છે, તમારી સામે બોલવામાં સંકોચ રાખે છે. તેમને સમયસર સારું ખાવા-પીવાનું આપવું જોઈએ. દુઃખદર્દમાં પૂરતી સાર-સંભાળ રાખવી જોઈએ. પોતાના વર્તનથી તેમના મનમાં એવું ઠસાવી દેવું જોઈએ કે તેઓ ઘરનાં જ સભ્ય છે, પરાયાં નથી. જ્યારે તેઓ તમારા ઘરને પોતાનું ઘર તથા તમારા નુકસાન-લાભને પોતાનાં નુકસાન-લાભ માનવા લાગશે ત્યારે તમારા જીવનનો ભાર ઘણોબધો હળવો થઈ જશે. પછી, કોઈવાર તેમની ભૂલ થવાથી ધમકાવશો તો તેઓ સમજશે કે અમારી મા અમારા સારા માટે જ અમને ધમકાવે છે. નોકરો સાથે આખો દિવસ કચકચ કરવી એ બહુ જ ખરાબ છે અને ગાળાગાળી કરવી એ તો ભારે અધમતા છે.

**અતિથિ-મહેમાન :** સેવા તો સ્ત્રી-જાતિનો સ્વાભાવિક ગુણ છે. અતિથિ કે મહેમાનની શાસ્ત્રસંમત સેવા કરવાથી મોટું પુણ્ય મળે છે તથા નિષ્કામ સેવા કરવાથી પ્રભુપ્રાપ્તિ થાય છે અને લોકોમાં કીર્તિ મળે છે. એ ખરું કે લુચ્ચા-લફંગાઓથી હંમેશાં દૂર રહેવું જોઈએ તથા **એકાંતમાં તો કોઈ પણ પુરુષને ક્યારેય મળવું જોઈએ નહીં.**

**આત્મીય સ્વજન :** કુટુંબના કોઈ સગા-સંબંધી થોડા દિવસ માટે ઘરમાં આવે તો તેમને ભારરૂપ ન સમજતાં તેમનો આદર-સત્કાર કરવો જોઈએ. એવો વ્યવહાર કરવો જોઈએ કે જેનાથી તેઓ બહુ સારો ભાવ લઈને પોતાના ઘરે પાછા ફરે, તેમને એવો એક આદર્શ ઉપદેશ મળે કે દૂર રહેતાં સ્વજનો સાથે પણ ગૃહસ્થે કેવો સરસ, આદરપૂર્ણ તથા મધુર વર્તાવ કરવો જોઈએ. થોડો પણ તેમનો અનાદર થઈ જાય તો તમારે માટે એ કલંક બની જશે.

**વિપત્તિગ્રસ્ત સ્વજન :** એવો સમય પણ આવે છે કે જ્યારે કોઈ નિઃસહાય, અભાગી વ્યક્તિ દરિદ્રતાનો શિકાર બનીને અથવા કોઈ સંકટમાં આવી પડીને પોતાના કોઈ આત્મીય સ્વજનના ઘરે જઈ પહોંચે છે; તો તેવી સ્થિતિમાં, જોવા મળ્યું છે કે, લોકો તેનો જરા પણ આદર કરતા નથી અને તેની તમા કરતા નથી. આ બહુ ક્રૂર વ્યવહાર છે અને મોટો અધર્મ છે. યાદ રાખવું જોઈએ કે સમય બદલાતાં તમારી પણ આવી જ દશા થઈ શકે છે. આમ સમજીને તેનો વિશેષ આદર-સત્કાર કરવો જોઈએ તથા નમ્રતાપૂર્વક તેને યથાશક્તિ મદદ કરવી જોઈએ; અને એમાં ઉપકાર કર્યાનો ભાવ ન જ હોવો જોઈએ.

**बिपति काल कर सतगुन नेहा। श्रुति कह संत मित्र गुन एहा॥**

(રા.ચ.મા. કિષ્કિન્ધા૦ ૬/૬)

**પડોશી :** પડોશીઓને સારા વ્યવહારથી સાચા મિત્ર બનાવી લેવા એ ધર્મ તો છે જ, સ્વાર્થ પણ છે. ખરાબ સમયમાં પડોશીમિત્રોની ઘણી મદદ મળે છે, જ્યારે દુશ્મન પડોશીઓને લીધે સંકટ વધી જાય છે. તેથી તેમના પ્રત્યે હંમેશાં સન્માન ભાવ, સાચો પ્રેમ તથા ઉદારતાયુક્ત વ્યવહાર રાખવો જોઈએ. સન્માન, સાચો પ્રેમ તથા હિતભાવના રાખવાથી કુટિલ પણ આત્મીય બની જતા હોય છે.



## સાસુ-નણંદનો વહુ તથા ભાભી પ્રત્યે વર્તાવ

મોટે ભાગે જોવા મળ્યું છે કે બીજાંઓની સાથે સારું વર્તન રાખનારી સદ્‌ગુણી સાસુ પણ વહુઓ (પુત્રવધૂઓ) સાથે ખરાબ વર્તન કરે છે. સૌપ્રથમવાર જ્યારે વહુ સાસરે જાય છે ત્યારે શરમને લીધે તને ઘણી અગવડો પડે છે. સાસરામાં કોનો કેવો સ્વભાવ છે એ તે જાણતી હોતી નથી. મનમાં ખૂબ સંકોચ રહે છે. બીમાર થાય, પેટ-માથું દુઃખે તોપણ સંકોચને કારણે તે કંઈ કહેતી નથી. નવું ઘર છે, સ્નેહથી ઉછેરનારાં માતા-પિતા નથી. આવી પરિસ્થિતિમાં તેનાથી ભૂલ પણ થઈ જાય છે. તેથી સાસુનો ધર્મ અને કર્તવ્ય છે કે પોતે તે ભોળી બાળકી ઉપર દયા કરે અને તેના સુખ-દુઃખનું વિશેષ ધ્યાન રાખે; વહુની કોઈ ભૂલ ઉપર રણચંડી બને નહીં; તેને તથા તેનાં મા-બાપને અપશબ્દો સંભળાવે નહીં. વિચાર કરવો જોઈએ કે તમારી પુત્રી સાથે તેના સાસરામાં આવો જ વ્યવહાર થાય તો તેને કેટલું દુઃખ થાય અને તમે તે સાંભળો તો તમને પણ કેટલું દુઃખ થાય? આ જ રીતે તેને (વહુને) અને જાણ થતાં તેનાં માતા-પિતાને પણ દુઃખ થશે. અહીં તેનું કોઈ મદદગાર નથી. તે પોતાના મનની વાત કોને કહે ? સાસુનું જોઈને જો તેની પુત્રી (નણંદ) પણ પોતાની ભાભી સાથે ખરાબ વર્તાવ કરવા લાગે છે ત્યારે તો તે બિચારીનું દુઃખ ઘણું જ વધી જાય છે. ક્યાંક ક્યાંક તો માતાના કહેવાથી તેનો પુત્ર (વહુનો પતિ) પણ પોતાની પત્નીને મારવા-ધમકાવવા લાગે

છે. આવી પરિસ્થિતિમાં તે બિચારી મનોમન રડે-કકળે છે. ક્યારેક ક્યારેક તો આવા દુઃખથી વહુઓ આત્મહત્યા કરવા સુદ્ધાં મજબૂર બને છે.

તેથી સાસુ માટે એ જરૂરી છે કે વહુને પોતાની પુત્રી કરતાં વધુ પ્રિય સમજીને પ્રેમ કરે. પોતાના સારા વ્યવહારથી વહુના મનમાં એવું ઠસાવી દેવું જોઈએ કે મારી સાસુ સાક્ષાત્ લક્ષ્મી છે અને મને મારી માતા કરતાં પણ વધારે પ્રેમ કરે છે. સાસુએ સમજવું જોઈએ કે વહુ જ તેમના કુળનું રક્ષણ કરનારી, ઉત્તમ સંતાન ઉત્પન્ન કરીને એના પતિનું નામ અમર કરનારી છે.

નણંદે સમજવું જોઈએ કે પોતાના પિયરના કુળદીપક-ભાઈની પત્ની હોવાના કારણે ભાભી તેના માટે અત્યંત આદરપાત્ર છે. તેના પ્રત્યે ઈર્ષ્યા-દ્વેષ ક્યારેય કરવાં જોઈએ નહીં. સાસુને કાંઈ કહેવામાં તો તે સંકોચાય છે, તેથી સગી બહેનની જેમ તેના પર પ્રેમ રાખીને તેના મનની સુખ-દુઃખની વાત પૂછવી જોઈએ. તેનાથી ક્યારેક ભૂલ થઈ જાય તો પોતાની માતાથી તે ભૂલ છાની રાખવી જોઈએ અને માતા ક્યારેક નાખુશ થાય તો તેને સમજાવીને શાંત કરવી જોઈએ. નણંદે વિચારવું જોઈએ કે મારા સાસરામાં મારી નણંદ પાસેથી હું જેવું સારું વર્તન ઇચ્છું છું, તેવું જ સારું વર્તન મારે પણ અહીં મારી ભાભી સાથે કરવું જોઈએ.

એવું જોવામાં આવ્યું છે કે **સાસુ-નણંદ પોતાના ખરાબ વર્તનથી વહુના મનને એટલું ખિન્ન કરી દે છે કે તેના કારણે કેટલીક જગ્યાએ તો નાની ઉંમરની વહુઓને હિસ્ટીરિયા જેવો રોગ લાગુ પડી જાય છે અને તે મનોમન સાસુ-નણંદને નિસાસા આપતી અકાળે મરી જાય છે.** હિસ્ટીરિયા રોગ ખાસ કરીને એવી વહુઓને વધારે થાય છે કે જેમણે મનમાં ને મનમાં મન મારીને દુઃખ સહન

કરવાં પડે છે. આ માનસિક દુ:ખથી તેની રજ-વ્યવસ્થા બગડી જાય છે તથા હિસ્ટીરિયા અથવા મંદાગ્નિ થઈ જાય છે; અને ક્યાંક જો વહુ પણ ઉગ્ર સ્વભાવની થઈ (પહેલાં ન હોય, પરંતુ ખૂબ જ અનાદર અને ખરાબ વ્યવહાર થવાથી તેનામાં ઉગ્રતા આવી જાય છે) તો ઘરમાં દિવસ-રાત ઝઘડો જામ્યા કરે છે. એક બાજુ સાસુ રડે છે, બીજી બાજુ વહુ. આવી પરિસ્થિતિમાં બિચારા પતિની સ્થિતિ કફોડી થાય છે. તે જો માતા તરફ થઈને પત્નીને કાંઈ કહે છે તો તે આત્મહત્યા માટે તૈયાર થઈ જાય છે અને જો તે માતાને કાંઈ કહે છે તો માતા નારાજ થાય છે અને પત્નીમાં ઝઘડવાનું બળ વધે છે. અર્થાત્ ઘરની સુખ-શાંતિનો અંત આવી જાય છે. તેથી સાસુ-નણંદે વહુ-ભોજાઈની સાથે ખૂબ સારું વર્તન કરવું જોઈએ. **સાચો ધર્મ એ જ છે કે જેવું વર્તન માણસ બીજા તરફથી ઈચ્છે છે તેવું જ સારું વર્તન બીજાની સાથે પહેલાં પોતે કરે. 'आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्।' અર્થાત્ - 'જે વર્તન પોતાના મનને પ્રતિકૂળ હોય તે બીજાંઓ પ્રત્યે ક્યારેય કરવું જોઈએ નહીં.'**



# નારીનાં ભૂષણ

**સૌંદર્ય :** (૧) સુંદર વાન, સુડોળ અંગ-ઉપાંગો, મોહક ચાલ, દૃષ્ટિ, હાવભાવ તથા ભાવભંગિમા, અંગ-મરોડ વગેરેમાં સોહામણાપણું અને મધુર વાણી – આ બાહ્ય સૌંદર્ય છે.

(૨) ક્ષમા, પ્રેમ, ઉદારતા, નિરભિમાનપણું, વિનય, સહિષ્ણુતા, સમતા, શાંતિ, ધીરજ, વીરતા, પરદુઃખમાં અનુકંપા, સત્ય, સેવા, અહિંસા, બ્રહ્મચર્ય, શીલ, પ્રભુભક્તિ વગેરે સદ્‌ગુણો તથા સદ્‌ભાવો આંતરિક સૌંદર્ય છે.

બાહ્ય સૌંદર્ય તથા આંતરિક સૌંદર્ય બંને જરૂરી છે, પરંતુ બાહ્ય સૌંદર્ય કરતાં આંતરિક સૌંદર્યનું મહત્ત્વ વધુ છે. રૂપાળી સ્ત્રીઓએ રૂપનું અભિમાન નહીં કરીને પોતાના અંદરના સદ્‌ગુણો તથા સદ્‌ભાવોના સૌંદર્યને વધારવું જોઈએ.

**લજ્જા :** ધર્મથી વિરુદ્ધ, શીલથી વિરુદ્ધ અને સમાજની પવિત્ર પ્રથાઓથી વિરુદ્ધ કાંઈ પણ કરવામાં ભારે ક્ષોભ અને પુરુષવર્ગના સંસર્ગથી બચવા માટે દૃષ્ટિ-સંકોચ, અંગ-સંકોચ તથા વાણી-સંકોચનું નામ 'લજ્જા' છે. લજ્જા નારીનું ભૂષણ છે અને તે શીલયુક્ત આંખોમાં હોય છે. બીમાર તેમ જ વડીલોની સેવામાં - કર્તવ્ય-પાલનમાં લજ્જાના બહાને તત્પર નહિ થવું એ લજ્જાનો દુરુપયોગ તેમ જ મૂર્ખતા છે. આની સાથોસાથ, નિષિદ્ધ પુરુષસંસર્ગમાં નિઃસંકોચ આવવું-જવું એ લજ્જાનો નિરંકુશ નાશ છે, જે સ્ત્રીના

ચારિત્ર્ય માટે અત્યંત ઘાતક છે.

**વિનય :** વાણીમાં, વ્યવહારમાં તથા શરીર-સંચાલનમાં અભિમાન, ઉગ્રતા, કઠોરતા તથા કુટિલતાનો ત્યાગ કરીને નમ્ર, સરળ, સ્નેહપૂર્ણ, આદરભાવયુક્ત અને મધુર હોવું એ 'વિનય' છે. વિનયનો અર્થ 'ખુશામત' કે 'કાયરતા' નથી. દુષ્ટ લોકોનું દમન કરવામાં કઠોરતા અને ઉગ્રતા જરૂરી છે, પરંતુ કુટુંબના તથા સંસારના અન્ય તમામ વ્યવહારોમાં સ્ત્રીએ વિનયરૂપી ભૂષણ હંમેશાં ધારણ કરેલું હોવું જોઈએ.

**સંયમ-તપ :** શરીર, મન અને વાણીને વિષયોથી શક્ય એટલાં દૂર રાખવાં તથા તેમને ક્યારેય અનૈતિક તથા અમંગળ કાર્યોમાં પરોવવાં નહીં તેનું નામ 'સંયમ' છે. તેને 'તપ' પણ કહી શકાય છે. ગીતામાં ભગવાને બતાવ્યું છે – (૧) દેવ, બ્રાહ્મણ, ગુરુજન અને જ્ઞાનીજનોની પૂજા, શરીરશુદ્ધિ, સરળતા (શરીરની સૌમ્યતા), બ્રહ્મચર્ય (પર-પુરુષ અથવા પર-સ્ત્રીનો સંપૂર્ણ ત્યાગ અને પતિ-પત્નીમાં શાસ્ત્રોક્ત સીમિત સંસર્ગ) તથા અહિંસા (કોઈને પણ ઠેસ પહોંચાડવી નહીં) – એ શારીરિક તપ છે; (૨) કોઈને ગભરામણ થાય નહિ તેવી સત્ય, પ્રિય અને હિતકર વાણી બોલવી તથા પ્રભુનામનું ઉચ્ચારણ કરવું અને પરમાર્થનાં પુસ્તકો વાંચવાં – એ વાણીનું તપ છે; અને (૩) મનની પ્રસન્નતા, મનની સૌમ્યતા, મનનું મૌન (અન્ય કોઈ ચિંતનથી રહિત, કેવળ ભગવાનનું ચિંતન કરવું), મન વશમાં રાખવું અને મનને પવિત્ર ભાવથી ભરેલું રાખવું – એ મનનું તપ છે. શરીર, વચન અને મનથી થતી તમામ પ્રવૃત્તિઓથી તેમને અળગાં કરીને તેમને સત્પ્રવૃત્તિઓમાં રત રાખવાં એ સંયમ છે.

**સંતોષ :** દ્વેષ, અસહિષ્ણુતા, લોભ અને તૃષ્ણાને વશ નહીં

થતાં ભગવાને નિર્માણ કરેલી પોતાની સ્થિતિમાં સંતુષ્ટ રહેવું એ 'સંતોષ' છે. સંતોષથી ચિત્તની બળતરા દૂર થાય છે; દ્વેષ, વિષાદ અને ક્રોધ સામે રક્ષણ થાય છે અને પરમ સુખની પ્રાપ્તિ થાય છે.

**ક્ષમા :** પોતાનું અહિત કરનારના વ્યવહારને સહી લેવો એ 'અક્રોધ' છે અને તેને પોતાના અથવા બીજા કોઈ દ્વારા પણ દુઃખ ન પહોંચે અને તેની બુદ્ધિ સુધરી જાય એ પ્રકારના સદ્ભાવનું નામ 'ક્ષમા' છે. અક્રોધ નિષ્ક્રિય છે, ક્ષમા સક્રિય છે. ક્ષમા કાયરોનો નહિ પરંતુ વીરોનો ધર્મ છે.

**ધીરજ-વીરતા :** દુઃખ, સંકટ, કષ્ટ અને ભયના સમયે ભગવાનના મંગલમય વિધાન પર ભરોસો રાખીને તથા 'વિપત્તિ હંમેશાં રહેતી નથી; વાદળ આવે છે, આકાશ કાળું થઈ જાય છે, પછી વાદળ દૂર થાય છે અને બધે પ્રકાશ પ્રસરી જાય છે' – આ રીતે સમજીને પોતાના કર્તવ્યનું પાલન કરતા રહીને સતત કાર્યરત રહેવું એ 'ધીરજ' છે અને તેની સાથે-સાથે વિરોધી શક્તિઓને નિર્મૂળ કરવાનું સાહસ કરવું તથા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરતા રહેવું એ 'વીરતા' છે.

**ગંભીરતા :** સમજી વિચારીને મીઠા અને થોડા શબ્દોમાં બોલવું, નકામું ન બોલવું, મજાક-મશ્કરી ન કરવી, વિવાદ ન કરવો, આછકલાઈ ન કરવી, ચપળતા-ચંચળતા ન દાખવવાં, પ્રત્યેક કાર્યને ખૂબ સમજી-વિચારીને દૃઢ-નિશ્ચયથી કરવું, શાંત અને શિષ્ટ વ્યવહાર કરવો, ઝઘડામાં ન પડવું, થોડી-અમથી વિપત્તિ કે ઘરમાં કોઈ કામ આવી પડે તો વિચલિત ન બનવું અને મોટામાં મોટી વાતને - જે જાહેર થવાથી કોઈ નુકસાન થતું હોય અથવા કોઈને દુઃખ થતું હોય, કોઈનું અહિત થતું હોય - સહી લેવી એ 'ગંભીરતા'

છે. ગંભીર સ્ત્રીનો પ્રભાવ સૌ કબૂલે છે તથા તેને માન આપે છે અને તેથી તે સ્ત્રી પણ ઘણી નકામી મુશ્કેલીઓમાંથી બચી જાય છે.

**સમતા :** બધાંમાં એક જ આત્મા છે અથવા પ્રાણીમાત્ર સર્વે એક જ ઈશ્વરનાં સંતાન છે એમ સમજીને મનમાં સર્વ પ્રત્યે સમાન ભાવ રાખવો, બધાંના દુઃખને પોતાનું દુઃખ સમજવું, બધાંના હિતમાં પોતાનું હિત માનવું એ 'સમતા' છે. વ્યવહારમાં તો પ્રસંગ પ્રમાણે ક્યાંક ક્યાંક વિષમતા કરવી પડે છે, જે કરવી અનિવાર્ય છે, પરંતુ મનમાં આત્મ- દૃષ્ટિથી કે પરમાત્મદૃષ્ટિથી બધાંમાં સમતા રાખવી જોઈએ. વિષમતા આ રૂપમાં કરવી પડે તો તે ગુણ છે. જેમ કે, પોતાના તથા પોતાનાં બાળકોના ભાગમાં ઓછા જથ્થામાં, ઓછી સંખ્યામાં અને અન્ય કરતાં હલકી વસ્તુ લઈએ અને દિયર-નણંદ તથા જેઠાણી-દેરાણીના અને તેમનાં બાળકોના ભાગમાં વધુ જથ્થામાં, વધુ સંખ્યામાં અને અન્ય કરતાં ચઢિયાતી વસ્તુઓ પ્રસન્નતાપૂર્વક આપીએ.

**સહિષ્ણુતા :** દુઃખ, કષ્ટ અને પ્રતિકૂળતાને સહન કરવી એનું નામ 'સહિષ્ણુતા' છે. સહિષ્ણુતા નારી-જાતિનો સ્વાભાવિક ગુણ છે. પુરુષના પ્રમાણમાં સ્ત્રી વધુ સહન કરે છે અને સહન કરવાની શક્તિ ધરાવે છે. સામાન્યતઃ સહિષ્ણુતાના ગુણની સરખામણી વૃક્ષો સાથે કરવામાં આવે છે. 'तरोरिव सहिष्णुता।' લોકો પથ્થર મારે છે તો વૃક્ષ સરસ પાકેલું મીઠું ફળ આપે છે; લોકો કાપીને સળગાવે છે તો તે જાતે સળગીને તેમનું યજ્ઞકાર્ય પૂરું કરે છે, ભોજન પકાવે છે અને ઠંડીથી ઠૂઠવાતા શરીરને ગરમી આપીને જીવનદાન આપે છે. વૃક્ષ ફળયુક્ત ત્યારે જ બને છે કે જ્યારે તે અનેક આંધીઓ, પાણી, વરસાદનાં ઝાપટાં વગેરે અડચણો અને આપત્તિઓને જીરવે છે. જો કોઈ સ્ત્રીને પ્રતિકૂળ ભાવનાં પતિ અને સાસુ મળ્યાં હોય

તો તેણે સહનશીલ બનીને પ્રેમ દ્વારા તેમને સન્માર્ગે વાળવાં જોઈએ. સહન કરવું, ઝઘડો નહીં કરતાં પ્રેમ કરવો, પ્રતિવાદ નહીં કરતાં સેવા કરવી – એ એક એવો અમોઘ મંત્ર છે કે જેનાથી બહુ જલદીથી અશાંતિયુક્ત ઘરમાં ફરી શાંતિ તથા સુખનાં મોજાં ઊછળવા લાગે છે.

**સુવ્યવસ્થા તથા સફાઈ :** ઘરની વસ્તુઓને, જરૂરી સાધન-સામગ્રીને તથા કાર્યોને ક્રમબદ્ધ રાખવાં એ 'સુવ્યવસ્થા' છે. સ્ત્રી ઘરની લક્ષ્મી છે, ઘરના સૌંદર્ય અને ઐશ્વર્યની દેવી છે. સુવ્યવસ્થા વિના ઘરમાં લક્ષ્મીનું સ્વરૂપ બગડી જાય છે. આમતેમ વેરવિખેર વસ્તુઓ, કચરા અને ગંદકીથી ભરેલું આંગણું, કરોળિયાનાં જાળાંથી છવાયેલી ભીંતો, મેલાં કપડાં તથા વાસણ, કલાકો સુધી શોધવા છતાં જરૂરી વસ્તુઓ ન મળવી, વસ્તુની જરૂર પડતાં આમ-તેમ દોડાદોડી કરવી, ખિજાઈ જવું અને બીજા પર દોષારોપણ કરવું, હિસાબ-કિતાબનું ઠેકાણું ન હોવું - આ બધું ગેરવ્યવસ્થાનું રૂપ છે. તેનાથી ઘર બરબાદ થાય છે અને મુશ્કેલી તો ક્યારેય મટતી નથી. થોડી દરકાર રાખીને કાળજીથી ચોક્કસ જગ્યાએ પ્રત્યેક વસ્તુ સંભાળીને રખાય, ઘર તેમ જ ભીંતોને વાળી-ઝાપટીને સાફ રાખવામાં આવે અને કપડાં-વાસણને ધોઈ-માંજીને સ્વચ્છ રાખવામાં આવે તો સ્વાભાવિક જ સુવ્યવસ્થા થઈ શકે છે; જરૂર પડતાં જ વસ્તુ મળી જાય છે, સમય બગડતો નથી, અકળામણ થતી નથી અને કોઈ પર દોષ ઢોળવાનો મોકો આવતો નથી. ગંદકી તથા કૂડો-કચરો નહીં રહેવાથી રોગ કે રોગના જીવાણુઓ ઉત્પન્ન થતાં નથી અને બધી નકામી મુશ્કેલીઓ દૂર થાય છે.

**શ્રમશીલતા :** સ્ત્રી ઘરમાં રહે છે. તેની તંદુરસ્તી માટે ઘરનું કામ જ સારો વ્યાયામ છે. જે સ્ત્રી શારીરિક મહેનત કરે છે તેની

પાસે આળસ તો ફરકતી જ નથી, રોગ તેમ જ ઘડપણ પણ તેનાથી ઘણાં દૂર જ રહે છે, ખાધેલું પચી જાય છે, લોહીમાં શક્તિ તથા શુદ્ધતા આવે છે, મન આનંદિત રહે છે. આજકાલ કેટલીક સ્ત્રીઓ કહે છે કે 'ઘરમાં પૈસો છે, નોકર-નોકરાણીઓ કામ કરી શકે છે, પછી અમે શા માટે મહેનત કરીએ?' - પરંતુ આ મોટી ભૂલ છે. નોકર-નોકરાણીઓ કામ કરી આપશે, પરંતુ તમારું ખાધેલું તેઓ કેવી રીતે પચાવી આપશે? તમને તાજું અને શુદ્ધ લોહી તેઓ ક્યાંથી આપશે? વળી, દેખરેખ રાખ્યા વિના નોકરો પાસે કરાવેલાં કામ પણ બરાબર થતાં નથી, ચોરીની શરૂઆત થાય છે, ખર્ચો વધે છે અને સૌથી મોટું નુકસાન એ થાય છે કે ઘરમાં આળસ અને રોગો પેદા થાય છે. નોકર હોવા છતાં ઘરની સફાઈ, લોટ દળવો, રેંટિયો કાંતવો, દહીં વલોવવું, રસોઈ બનાવવી વગેરે કામ તો પોતાના હાથે કરવામાં જ બધા પ્રકારનો લાભ છે. ભોજનમાં ભાવ પ્રમાણે અમૃત પણ હોઈ શકે છે અને ઝેર પણ. માતા તથા પત્નીએ બનાવેલી રસોઈમાં અમૃત હશે; ખર્ચ પણ બચશે અને સ્વચ્છતા પણ રહેશે. ઘંટી દળનારી સ્ત્રીઓને રજ-સંબંધી રોગો ઘણા ઓછા થાય છે. ખેતરોમાં કામ કરનારી સ્ત્રીઓ બહુ ઓછી બીમાર પડે છે. તેથી સ્ત્રીએ શારીરિક મહેનત અવશ્ય કરવી જોઈએ.

**નિરભિમાનતા :** રૂપ, ધન, પુત્ર, વિદ્યા, બુદ્ધિ, અધિકાર વગેરેનું અભિમાન કરવું નહીં અને બધાંની સાથે નમ્ર તથા સૌજન્યપૂર્ણ વ્યવહાર કરવો તે 'નિરભિમાનતા' છે. સ્ત્રીઓમાં અભિમાન બહુ જલદી આવે છે અને તેઓ તેના આવેશમાં ગામનો અને પડોશીઓનો તથા નોકર-ચાકરોનો જ નહીં, બલકે આત્મીય સ્વજનોનો – ત્યાં સુધી કે સાસુ-સસરા, જેઠ-જેઠાણી વગેરે વડીલોનો તથા કન્યા-જમાઈ, પુત્ર-પુત્રવધૂ વગેરેનો પણ તિરસ્કાર કરી બેસે

છે, પરિણામે જીવનભરનો ક્લેશ પેદા થાય છે. તેથી હરહંમેશ સાવધાનીપૂર્વક નિરભિમાન, અત્યંત વિનમ્ર વર્તન કરવું જોઈએ. નમ્ર વ્યવહારથી દુશ્મન પણ મિત્ર બની જાય છે અને કઠોર વ્યવહારથી મિત્ર પણ શત્રુ બની જાય છે.

**મિતવ્યયિતા :** સીમિત ખર્ચ કરવો તેને 'મિતવ્યયિતા' કહે છે. માત્ર રૂપિયા-પૈસાનો જ નહીં; પરંતુ ઘરની પ્રત્યેક વસ્તુનો પણ સમજદારીપૂર્વક શક્ય તેટલો ઓછો વ્યય કરવો જોઈએ. ઓછી આવક ધરાવતા ગૃહસ્થે શક્ય હોય તો આવકનો ત્રીજો કે ચોથો ભાગ ઓચિંતી આફત વેળાના ખર્ચ માટે તથા બાળકોના વિવાહ-લગ્ન માટે જમા રાખવો જોઈએ. જેમની પાસે ઘણો પૈસો તથા મોટી આવક છે તેમણે પણ નકામો ખર્ચ કરવો જોઈએ નહીં. તેનાથી ખોટી ટેવ પડે છે; ક્યારેક પૈસો ના રહે તો સ્થિતિ બહુ દુઃખદ બની જાય છે તેમ જ નકામો વધુ ખર્ચ થઈ જવાથી ધર્મ તથા લોકસેવાના જરૂરી કાર્યમાં ખર્ચ કરવાની પ્રવૃત્તિ ઓછી થઈ જાય છે, જે મનુષ્યની એક ઉચ્ચવૃત્તિનો નાશ કરનારી હોવાથીએ ખૂબ મોટું નુકસાન છે. મોટે ભાગે સ્ત્રીઓમાં નકામો ખર્ચ કરવાનો અવગુણ વધારે હોય છે. ઓછી કમાણી કરતા પતિ-પુત્ર તો હેરાન જ થઈ જાય છે, ઘરમાં હંમેશાં અશાંતિ રહે છે. સ્ત્રીઓ જો ઇચ્છે તો થોડોક મનનો સંયમ કરીને ઓછા ખર્ચની ટેવ પાડીને ઘરમાં પતિ અને પુત્રોને સુખ-શાંતિ, સારી આદતો તથા ધર્મ-પુણ્ય માટે સારી તક આપી શકે છે.

**ઉદારતા :** જે રીતે નકામો ખર્ચ કરવો એ દોષ છે તેવી જ રીતે પૈસા હોવા છતાં પણ જરૂરી ધાર્મિક તથા સામાજિક કાર્યોમાં કંજૂસાઈ કરવી એ પણ દોષ છે. બાળકોની બીમારીમાં, તેમના માટે દૂધ-ફળ વગેરેમાં, શ્રાદ્ધ વગેરે ધાર્મિક કાર્યોમાં, ભગવાનની પૂજા

તથા તહેવારોમાં, ગાય-બ્રાહ્મણ તથા દેવની સેવામાં, દીકરી-બહેનને આપવામાં, બાળકોના શિક્ષણમાં, સાસુ-સસરાની સેવામાં, કુટુંબનાં અન્ય સભ્યોની સેવામાં, વિધવા તથા આશ્રિતોના આદરપૂર્ણ ભરણ-પોષણમાં, ગરીબોની સેવામાં તથા પોતાની તંદુરસ્તી માટેના ભોજન-ઔષધ વગેરેમાં જે સ્ત્રી કંજૂસાઈ કરે છે અને પૈસો ભેગો કરી રાખવા ઇચ્છે છે તેનું પોતાનું નૈતિક પતન તો થાય છે જ, તેના આચરણનું અનુકરણ કરીને તેનાં બાળકો પણ ખોટો ધડો લઈને પતન પામે છે. તેથી જરૂરી કાર્યોમાં કંજૂસાઈ નહીં કરતાં ઉદારતાથી વર્તવું જોઈએ. કોઈને મદદ-સેવા આપીને અભિમાન કરવું નહીં કે અહેસાન કરવું નહીં તેમ જ તેનો બદલો ઇચ્છવો નહીં.

**પરદુઃખ-અનુકંપા :** બીજાને દુઃખમાં આવેલ જોઈ કોઈ ભેદ-ભાવ કે પક્ષપાત વિના તેનું દુઃખ દૂર કરવા માટે મનમાં જે તીવ્ર ભાવના જન્મે છે તે 'પરદુઃખ-અનુકંપા' છે, તેને દયા પણ કહે છે. સ્ત્રીમાં આ ગુણનો વિશેષ વિકાસ થાય અને દુઃખી પ્રાણીઓનાં દુઃખ દૂર કરવા માટે તે અન્નપૂર્ણા બની રહે તે ઘણું જ જરૂરી છે.

**સેવા-શુશ્રૂષા :** (૧) પતિની સેવા, (૨) સાસુ-સસરાની સેવા, (૩) બાળકોની સેવા, (૪) અતિથિસેવા, (૫) દેવસેવા, (૬) દેશસેવા અને (૭) રોગીઓ તેમ જ પીડિતોની સેવા – આ બધાં સેવાનાં અંગ છે. સ્ત્રીમાં સેવાભાવ સહજ હોય છે, પરંતુ તેણે માત્ર પતિસેવા માટે અથવા પરમપતિ પ્રભુની સેવાને માટે જ સેવા કરવી જોઈએ. સેવામાં તેનો બીજો કોઈ હેતુ હોવો જોઈએ નહીં. સેવા વશીકરણ-મંત્ર છે. સેવાથી બધાંને વશ કરી શકાય છે. હકીકતમાં જીવન સેવા-પરાયણ જ હોવું જોઈએ. જેવી રીતે ધનમાં ઈર્ષ્યા હોય છે તેવી જ રીતે શુદ્ધ સેવામાં પણ બધાંથી આગળ વધવાની ઈર્ષ્યા

હોવી જોઈએ તથા સેવાની વધુમાં વધુ સારી તક મેળવવાની તીવ્ર અભિલાષા હોવી જોઈએ તેમ જ તે માટે ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ. સેવા શુદ્ધ સેવાભાવથી જ કરવી જોઈએ. સેવામાં કોઈનો ઉપકાર કર્યાનું અભિમાન, સેવાની જાહેરાતની કલ્પના તથા સેવાના બદલામાં કંઈક મેળવવાની ઇચ્છા હોવાં જોઈએ નહીં. સેવા કરવાથી જે ગર્વરહિત સ્વાભાવિક આત્મસંતોષ થાય છે તે જ પરમ ધન છે. સેવાના પ્રકારો ટૂંકમાં આ પ્રમાણે છે –

(૧) તન-મન–સર્વસ્વ અર્પણ કરીને બધી રીતે પતિને સુખ આપવા તેમ જ તેમને પ્રસન્ન કરવા માટે તથા તેમનું હંમેશાં સર્વથા કલ્યાણ થાય એવી ઇચ્છાથી તેમની તમામ સેવા કરવી.

(૨) સાસુ-સસરાની સેવા કરવાની તક મળી છે તેને પોતાનું સદ્‌નસીબ માનીને અને તેઓ સેવાનો સ્વીકાર કરે છે તેથી તેમનો ઉપકાર માનીને મધુર, આદરયુક્ત વાણીથી તેમની રુચિ અને ઇચ્છા પ્રમાણે ભોજન-વસ્ત્ર આપવાં, આજ્ઞાપાલન કરવું, ધર્મ-કાર્ય કરવું, દાન આપવું વગેરે દ્વારા તેમ જ સાસુ અતિ વૃદ્ધ હોય તો સસરાના પણ પગ દબાવીને, રોગ વગેરેની સ્થિતિમાં તેમની બધા પ્રકારની સેવા કરીને, તેમની ઇચ્છા પ્રમાણે તેમની પુત્રીઓને - જે નણંદ થાય છે તેમને સન્માનપૂર્વક ભેટસોગાદ આપીને, બલકે તેઓ ઓછું માગે અને તમારી હેસિયત વધુ હોય તો વિનંતી કરીને - સાસુ-સસરાની આજ્ઞા મેળવીને પણ, તેમને વધુ આપવું જોઈએ, જેથી તેઓ પ્રસન્ન જ થશે; તેમને રામાયણ, ભાગવત, ગીતા, ભગવાનનું નામ-કીર્તન વગેરે સંભળાવીને સુખી કરવાં.

(૩) બાળકોની તંદુરસ્તી સુધરે, તેઓ તન-મનથી વિકાસ પામે, તેમની બુદ્ધિનો વિકાસ થાય, તેમના આચરણમાં સ્ફુર્તિયુક્ત સાત્ત્વિક ગુણો પ્રગટે, તેઓ કુળ, જાતિ, દેશ તથા ધર્મનું ગૌરવ

વધારનારાં સુશિક્ષિત અને સદાચારી બને તેમ જ ત્યાગની પવિત્ર ભાવનાવાળાં ઈશ્વરભક્ત થાય – એ રીતે તેમનું લાલન-પાલન, શિક્ષણ-સંવર્ધન વગેરે કરવું.

(૪) અતિથિને ભગવાન સમજીને તેમની યથાશક્તિ તથા યથાવિધિ નિર્દોષ અને નિષ્કામ સેવા કરવી.

(૫) ઘરમાં ઈષ્ટદેવની ધાતુ, પથ્થર કે ચિત્રમય મૂર્તિ રાખીને શ્રદ્ધા-વિધિપૂર્વક ભક્તિભાવ સાથે તેની દરરોજ વિવિધ ઉપચારોથી પૂજા કરવી.

(૬) દેશની સેવા માટે ઉત્તમમાં ઉત્તમ સંતાનનું સર્જન કરવું અને તેને પોતપોતાના કર્તવ્ય દ્વારા દેશરૂપી ભગવાનની સેવાનો સક્રિય પાઠ શિખવાડવો. દેશની સ્ત્રીઓમાં પોતાના આદર્શ સદાચાર, પાતિવ્રત્ય તથા ધર્મભાવના દ્વારા સત્-શિક્ષણ અને સદ્ભાવનાનો વિસ્તાર કરવો.

(૭) ઘરમાં તથા તક મળતાં જરૂરિયાત અને પોતાની સગવડ પ્રમાણે રોગીઓ અને પીડિતોની તન-મન-વચન તથા ધનથી આદર-સત્કારપૂર્વક નિર્દોષ અને નિષ્કામ સેવા કરવી. ક્યારેય સેવાનું અભિમાન કરવું નહીં કે અહેસાન જણાવવું નહીં.

**સંયુક્ત કુટુંબ :** બને ત્યાં સુધી સહન કરીને તથા ઉદારતાયુક્ત વિનમ્ર વ્યવહાર કરીને કુટુંબને સંયુક્ત રાખવું. ભાઈઓ તથા કુટુંબીઓને જુદાં ન થવા દેવાં. ખબર નથી, કોના ભાગ્યથી સુખ તથા ઐશ્વર્ય મળે છે. ક્યારેય એવું ન સમજવું કે મારો પતિ કે પુત્ર કમાય છે અને બીજાં બધાં મફતમાં ખાય છે. પરંતુ ખરેખર તો બધાંનો ભાગ છે અને બધાં પોત-પોતાના ભાગ્યનું જ ખાય છે, તમે જો તેમાં નિમિત્ત બની રહ્યાં છો તો એ તમારું સૌભાગ્ય છે. સ્ત્રીઓ ઉપર એવું એક કલંક છે કે તેઓ આવતાં જ સગા

ભાઈઓમાં વિખવાદ થઈ જાય છે, ઘરમાં ફાટ પડી જાય છે અને પરિણામે ઘર બરબાદ થઈ જાય છે. આ કલંકને ધોવું જોઈએ અને પતિ-પુત્રોને સમજાવીને શક્ય હોય ત્યાં સુધી સંયુક્ત કુટુંબ તથા સંયુક્ત રસોડું રહે એવો પ્રયત્ન કરવો જોઈએ. સેવાભાવ અને પ્રેમ જેટલાં પણ વધુ હશે તેટલો જ ત્યાગ વધુ હશે. પ્રેમનો પાયો ત્યાગ છે. જ્યાં પ્રેમ હશે ત્યાં જુદાઈનો પ્રશ્ન જ નહીં ઉદ્ભવે.

**ભક્તિ :** જીવનના પ્રત્યેક કર્મ દ્વારા ભગવાનની સેવા કરવી, મનના પ્રત્યેક સંકલ્પ દ્વારા પ્રભુનું ચિંતન કરવું, પ્રભુ પ્રત્યે આત્મસમર્પણ કરવું અને પ્રભુને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા સેવવી - એ ભક્તિનાં મુખ્ય રૂપ છે. તેનાં વિવિધ વિધાન (કર્તવ્ય કાર્યો) છે. તેને જાણીને યથાશક્તિ દરરોજ નિયમિતપણે ભગવાનના નામના જપ, તેમનું ચિંતન, તેમની લીલાની કથાઓનું વાચન-શ્રવણ-મનન, તેમના દિવ્ય સ્વરૂપનું ધ્યાન, તેમની આજ્ઞાઓનું પાલન વગેરે કરવું જોઈએ તેમ જ તેમની વાણી અર્થાત્ શ્રીમદ્ ભગવદ્ગીતાનું તથા તેમના પવિત્ર ચરિત્રનું અર્થાત્ રામાયણ તથા ભાગવત વગેરેનું અધ્યયન કરવું જોઈએ.

**સાદગી :** તન, મન, વચનમાં ક્યાંય પણ દેખાવ, દંભ, બાહ્ય શણગાર, શોખીનપણું, કુટિલતા હોવાં જોઈએ નહીં. ભડકીલાં, ચમકદાર તથા વિદેશી ઢંગનાં કપડાં, ઘરેણાં તથા અત્તર વગેરે કે જેનાથી લોકોને આકર્ષણ થતું હોય છે તેનો ઉપયોગ કરવો જોઈએ નહીં. બધી વસ્તુઓમાં સાદાઈ અને સરળતા હોવી જોઈએ.

**સતીત્વ :** સ્ત્રીનો સર્વોત્તમ અને અનિવાર્યપણે આવશ્યક ગુણ સતીત્વ છે. તેના વિના સ્ત્રી નિષ્પ્રાણ શબ જેવી દોષમય છે.



## નારીનાં દૂષણ

**ઝઘડો :** વાતવાતમાં લડવા-ઝઘડવા તૈયાર રહેવું, લડ્યા વિના ચેન ન પડવું, ઘરમાં તથા આજુબાજુમાં કોઈથી પણ ખુશ ન રહેવું એ ઝઘડાનું સ્વરૂપ છે. એ બહુ મોટો દોષ છે. જે સ્ત્રી ઝઘડા દ્વારા પોતાની ભૂલ છુપાવવા ઇચ્છે છે તથા પોતાનું મહત્ત્વ સ્થાપિત કરવા ઇચ્છે છે તેને પરિણામે અવગુણ અને તિરસ્કાર જ મળે છે. ઝઘડો કરનારી સ્ત્રીને બધા તિરસ્કારે છે, ત્યાં સુધી કે કેટલીક વાર તે જે પતિ-પુત્રો માટે બીજાની સાથે ઝઘડો કરે છે તે પતિ-પુત્ર પણ તેનાથી નારાજ થઈને તેનો વિરોધ કરે છે. ઝઘડાથી પોતાનાં સુખ-શાંતિનો તો નાશ થાય જ છે, બલકે આખા કુટુંબમાં મહાભારત મચી ઉઠે છે; સાસુ-સસરા, પતિ-પુત્ર-પુત્રી અને નોકર-ચાકર બધાંનાં મન ખિન્ન થાય છે; ઘરનું કામ અસ્તવ્યસ્ત થઈ જાય છે; પતિનું પોતાના ધંધાના અથવા ઑફિસના કામમાં મન લાગતું નથી; રોગીને યોગ્ય સારવાર મળતી નથી. જે કુટુંબમાં ઝઘડાખોર કર્કશ સ્ત્રી હોય છે તેના દુર્ભાગ્યનું શું કહેવું ? મહેણાં-ટોણાં મારવાં, ખોટું દોષારોપણ કરવું, બીજાને અપશબ્દો કહેવા, બીજાઓને ગાળો આપવી અને પોતે સાંભળવું - આ બધું ઝઘડાખોર સ્ત્રીના સ્વભાવમાં આવી જાય છે. તેથી તેના મોંએથી આવેશમાં એવી એવી ગંદી વાતો બોલી જવાય છે કે જેમને સાંભળતાં શરમ આવે છે. જીભનો ઘા અમિટ હોય છે. ગુસ્સાના આવેશમાં સ્ત્રી પોતાના કુટુંબના લોકોને એવા શબ્દો

કહી બેસે છે કે જન્મથી ચાલ્યો આવતો જે સ્વાભાવિક પ્રેમ હોય છે તે એકાએક નષ્ટ થઈ જાય છે તથા પરસ્પર જિંદગીભરનું વેર બંધાઈ જાય છે. બીજું તો શું, ક્રોધમાં આવીને સ્ત્રી એવું કામ કરી બેસે છે કે તે પોતાના પતિની નજરમાંથી પણ ઊતરી જાય છે અને પછી આખી જિંદગી સંતાપ ભોગવે છે. સ્ત્રી જ્યાં એકવાર પતિની નજરમાંથી ઊતરી જાય છે પછી તો તે બધાંની નજરમાંથી ઊતરી જાય છે. તેથી સ્ત્રીએ આ જઘન્ય (અધમ) દોષથી દૂર રહેવું જોઈએ.

**નિંદા-હિંસા-દ્વેષ :** જ્યાં ચાર સ્ત્રીઓ ભેગી થાય છે ત્યાં બીજાની ચર્ચા શરૂ થઈ જાય છે. બીજાની ચર્ચામાં ગુણોની સમીક્ષા થતી હોય તો કોઈ નુકસાન નથી, પરંતુ એવું બનતું નથી. આજકાલ મનુષ્યના સ્વભાવમાં એવી એક નબળાઈ આવી ગઈ છે કે તે બીજાઓના ગુણ જોતો નથી, દોષ જ જુએ છે. ક્યારેક ક્યારેક તો દોષ જોતાં જોતાં દૃષ્ટિ એવી દોષમય બની જાય છે કે પછી તેને સર્વત્ર બધાંમાં હંમેશાં દોષ જ દેખાય છે અને દોષ દેખવાથી તો નિંદા જ થાય, પ્રશંસા કેવી રીતે થાય? નિંદાથી દોષોનું ચિંતન થાય છે; જેમની નિંદા થાય છે તેમનાથી દ્વેષ વધે છે. દ્વેષનું પરિણામ હિંસા છે. તેથી બીજાની નિંદાથી દૂર રહેવું. યોગ્ય તો એ છે કે બીજાની ચર્ચા જ ન થાય, ભગવદ્‌ચર્ચા કે બીજી સારી ચર્ચા થાય. જો બીજાની ચર્ચા જ થાય તો તે ગુણોની થવી જોઈએ, દોષોની નહીં. તેનાથી બધાંને શાંતિ મળશે તથા બાળકોમાં પણ એ આદર્શ ઘડાશે. નિંદાની જેમ કાનભંભેરણી (ચાડી-ચુગલી) પણ દોષ છે. તેનાથી પણ દૂર રહેવું જોઈએ. ચાડી-ચુગલી કરીને સ્ત્રીઓ ઘરમાં પરસ્પર ઝઘડો કરાવવામાં અને ઘર બરબાદ થવામાં કારણભૂત બને છે, જે સર્વથા અનુચિત તથા નુકસાનકર્તા છે.

**ઈર્ષ્યા :** બીજાંઓની પ્રગતિ તેમ જ બીજાંઓને પૈસે-ટકે અને

પુત્ર-પરિવાર બાબતે સુખી જોઈને દુઃખી થવું એ 'ઈર્ષ્યા' અથવા બળતરા છે. આ ઘણો ખરાબ અવગુણ છે અને તે સ્ત્રીઓમાં ઘણે ભાગે હોય છે. તેનાથી ઘણા અનર્થો ઊભા થાય છે. તેથી તેનાથી પણ બચવું જરૂરી છે.

**ભેદ :** સ્ત્રીઓમાં મોટે ભાગે એક એવો દોષ હોય છે કે તે ઘરના સભ્યો અને નોકરોના ખાવા-પીવામાં તો ભેદ રાખે જ છે, પરંતુ પોતાના પતિ-પુત્રો તથા ઘરનાં સાસુ-સસરા, જેઠ, દિયર, નણંદ વગેરેમાં અને તેમનાં બાળકોનાં ખાન-પાન, કપડાં વગેરે બાબતોમાં તથા વ્યવહારમાં પણ ભેદ રાખે છે. મુંબઈમાં એક વહેમી પરિવારની વહુએ પતિ માટે દહીં સંતાડી રાખ્યું હતું. વિધુર સસરાએ માગ્યું ત્યારે તે જૂઠું બોલી હતી. પરિણામ એ આવ્યું કે સસરાએ વૃદ્ધાવસ્થામાં બીજાં લગ્ન કરી લીધાં અને સમય જતાં પેલી પુત્રવધૂ અને પુત્રને સસરાના ધનમાંથી કાંઈ પણ મળ્યું નહીં. પોતાની જ કૂખે જન્મેલાં દીકરા અને દીકરીમાં પણ સ્ત્રીઓ ભેદ રાખતી જોવા મળે છે. દીકરાને વધુ સારાં ભોજન-કપડાં આપે છે, દીકરીને હલકાં. દીકરો પોતાની બહેનને મારે છે તો મા હસે છે અને દીકરીને સહન કરવાનો ઉપદેશ આપે છે; તેમ જ દીકરી ક્યારેક ભાઈને જરાક ધમકાવે છે તો મા તેને મારવા દોડે છે. પરંતુ આશ્ચર્ય એ વાતનું છે કે આ ભેદ દીકરીનાં લગ્ન ન થાય ત્યાં સુધી જ રહે છે. લગ્ન બાદ મા પોતાની પુત્રીને વધુ પ્રેમ કરે છે અને પુત્ર તથા પુત્રવધૂને ઓછો. ખાસ કરીને પુત્રવધૂ પ્રત્યે ખરાબ વ્યવહાર અને પુત્રી પ્રત્યે સારો વ્યવહાર કરે છે. આ ભેદથી પણ ઘરમાં ફૂટ પડે છે - અશાંતિ થાય છે. સ્ત્રીઓએ આ વ્યવહારભેદનો સર્વથા ત્યાગ કરવો જોઈએ.

**વિલાસિતા-શોખીનપણું :** આ દોષ આજકાલ ઘણો વધી રહ્યો છે. ભ્રષ્ટ તેલ, સાબુ, પૉમેડ, પાવડર, સ્નો, અત્તર, મોંઘામાં મોંઘાં

વિદેશી ઢબનાં કપડાં, આભૂષણો વગેરેનું ચલણ એટલું તો વધી ગયું છે કે તેને લીધે ગૃહસ્થીની બીજી જરૂરિયાતો પાછળ ખર્ચ કરવાનું મુશ્કેલ બની ગયું છે. પત્નીઓની વિલાસિતાની માગણી પતિઓને હેરાન કરી મૂકે છે. તેને કારણે ઘરમાં દરરોજ અંદરોઅંદર ઝઘડો થઈ જાય છે. આ ભારતીય નારી માટે કલંકરૂપ છે. શણગાર પતિ માટે કરવાનો હોય છે, દુનિયાને બતાવવા નહીં. આજની ફેશન અને વિલાસિતાથી સ્ત્રીઓનું પતન થયું છે. વેશભૂષામાં કલાકો બગાડવા, વધુ પડતો ખર્ચ કરવો, ખર્ચ અત્યંત વધારી મૂકવો, ખરાબ ટેવ પાડવી કે જે સમય જતાં ખૂબ દુઃખ આપે છે અને ઘરનું કામકાજ ન કરવું - આ બહુ મોટા દોષ છે, જે શોખને કારણે ઉત્પન્ન થાય છે. સ્વાસ્થ્ય તથા સ્વચ્છતા માટે જરૂરી સાધનો રાખવામાં મુશ્કેલી નથી અને સ્વચ્છ-સાફ રહેવું એ પણ દોષ નથી. અલબત્ત, સ્વચ્છ રહેવું તો જરૂરી છે. શોખીન હોવાની ભાવનામાં દોષ છે, જેનો ત્યાગ જરૂરી છે.

**નકામો ખર્ચ :** શોખ કરવાની વૃત્તિની સાથે સાથે જ બીજી સ્ત્રીઓની દેખાદેખીથી તથા મૂર્ખામીથી અને સંગ્રહ કરવાની ટેવથી પણ શોખનો આ દોષ વધી જાય છે. તે જ ગૃહસ્થ સુખી રહે છે કે જે કમાણી કરતાં ઓછો ખર્ચ કરે છે. ચતુર અને સુઘડ બુદ્ધિશાળી સ્ત્રીઓ એક પૈસાનો પણ નકામો ખર્ચ કરતી નથી; લોકોની દેખાદેખીથી બિનજરૂરી વસ્તુઓ ખરીદતી નથી; રસોઈ તથા કપડાં-ઘરેણાંમાં સાદાઈ રાખે છે; બાળકોને નવડાવી-ધોવડાવી સ્વચ્છ અને સાદાં કપડાં પહેરાવીને અને તેમના મનમાં સાદાઈ અને સ્વચ્છતા માટે ગૌરવની ભાવના જગાડીને તે તેમને સુંદર અને સુડોળ રાખે છે, જેનાથી તેમને ખરાબ ટેવ પડતી નથી અને ખર્ચ પણ વધુ થતો નથી. ખર્ચનો તો કોઈ પાર જ નથી. ખર્ચ કરવા માટે તો મહિનામાં હજારો રૂપિયા

પણ ઓછા પડે. સમજીવિચારીને ખર્ચ કરવાથી આ મોંઘવારીના સમયમાં પણ પોતાની કમાણીની મર્યાદામાં સરળતાથી ઘર ચાલ્યા કરે છે. સ્ત્રીઓએ હિસાબ રાખવાનું શીખવું જોઈએ અને પોતે કમાણીમાંથી કંઈક ચોક્કસ બચાવશે એવો નિશ્ચય કરીને જ ખર્ચ કરવો જોઈએ. પછેડી પ્રમાણે જ સોડ તાણવી જોઈએ.

**ગર્વ-અભિમાન :** કોઈ કોઈ સ્ત્રી પોતાના પતિ-પુત્રના પૈસાનો કે પદગૌરવનો અથવા ઘરેણાં-કપડાંનો ગર્વ-અભિમાન વાણી અને વર્તનમાં લાવીને એટલી કઠોર બની જાય છે કે ઘરના લોકો સુદ્ધાંને તેની સાથે વાત કરતાં બીક લાગે છે અને અપમાનિત થવા જેવું લાગે છે. આવી સ્ત્રી કારણ વિના બધાંને પોતાનાં દુશ્મન બનાવી લે છે. તેથી કોઈ પણ વસ્તુનું અભિમાન ક્યારેય કરવું જોઈએ નહીં.

**ડોળ :** સ્ત્રીઓના સ્વભાવમાં મોટે ભાગે એવું જોવા મળે છે કે તેઓ એવું સમજે છે કે કોઈ પણ વસ્તુ દેખાડો કરીને કરવી જોઈએ. દીકરી અથવા નણંદને કાંઈ આપશે તો પહેલાં લોકોને તે બતાવશે, ત્યારબાદ આપશે. ક્યારેક ક્યારેક તો બતાવાય છે વધુ અને અપાય છે થોડું, જેનાથી દીકરી વગેરેને દુઃખ પણ થાય છે. આ જ રીતે કુટુંબનાં કે બહારનાં નિરાધાર પુરુષ કે સ્ત્રીની ક્યારેક સેવા કરવામાં આવે છે તો એવું વિચારવામાં આવે છે કે અમારી સેવાની જાણ તેને ચોક્કસ થવી જોઈએ. સેવા કરીએ અને કોઈને જાણ પણ ન થાય તો જાણે કે સેવા જ નથી થઈ! સેવા કરીને કહી બતાવવું, અહેસાન કરવું અને બદલામાં વફાદારી અને ખુશામત મેળવવી તેને જ જાણે કે સેવાની સફળતાની સાબિતી માને છે. આ મોટો દોષ છે. આપવું (દાન) તે જ સાત્ત્વિક છે કે જેને કોઈ જાણે જ નહીં. લેનાર પણ ન જાણે તો વધુ સારું.

**વિષાદ :** કેટલીક સ્ત્રીઓ દિવસ-રાત વિષાદમાં જ ડૂબેલી જોવા

મળે છે. તેમના ચહેરા પર ક્યારેય હાસ્ય હોતું નથી. દુઃખ-સંકટમાં આવું હોય એ તો સ્વાભાવિક છે, પરંતુ તમામ પ્રકારે સુખ-સ્વનિર્ભરતા હોવા છતાં પણ સ્વભાવથી જ હંમેશાં વિષાદમય રહેવું અને કોઈ વાત પૂછતાં જ ગુસ્સામાં આવી જવું એ તો અત્યંત મોટો દોષ છે. વિષાદ છોડીને હંમેશાં પ્રસન્ન રહેવું જોઈએ. પ્રસન્નતા સાત્ત્વિક ભાવ છે. પ્રસન્ન મનુષ્ય બધાંને પ્રસન્નતા આપે છે. સોગિયા (વિષાદી) અને ક્રોધી મનુષ્યો તો વિષાદ અને ક્રોધ જ ફેલાવે છે.

**મજાક-મશ્કરી :** કેટલીક સ્ત્રીઓમાં મજાક-મશ્કરી કરવાનો દોષ હોય છે. કેટલીક સ્ત્રીઓ તો દિયર અથવા નણદોઈ વગેરે સાથે પણ ગંદી મશ્કરી કરી લે છે. કુટુંબની સાથે તેમ જ ઘરમાં આવતાં-જતાં પુરુષો અને સ્ત્રીઓની સાથે પણ મજાક કર્યા કરે છે. હસમુખ રહેવું એ ગુણ છે, નિર્દોષ અને મર્યાદિત વિનોદ પણ ખરાબ નથી, પરંતુ જ્યારે ઠઠ્ઠા-મશ્કરીની ટેવ પડી જાય છે અને તેમાં ટોણું, કટાક્ષ, કટુતા અને અશ્લીલતા આવી જાય છે ત્યારે તેનાથી ઘણું નુકસાન થાય છે. સ્ત્રીએ હંમેશાં મર્યાદામાં જ બોલવું જોઈએ તથા હસમુખી રહીને પણ ગંભીર બનવું જોઈએ.

**વાચાળતા :** બહુ બોલવું એ પણ દોષ છે. તેમાં સમય બગડે છે, નકામી ચર્ચામાં જૂઠું બોલવું, નિંદા કરવી, ચાડી ખાવી વગેરે પણ થઈ જાય છે. જીભની શક્તિ નાશ પામે છે અને ઘરનાં કામોમાં નુકસાન થાય છે. ગપ્પાં મારનારી સ્ત્રીઓનું ઘર ઊજડી જાય છે. તેથી સ્ત્રીએ સમજી-વિચારીને હંમેશાં હિતકારક મીઠી વાણી બોલવી જોઈએ અને તે પણ ઘણી ઓછી. વધુ બોલનારીને તો ભજન કરવાની ફુરસદ જ મળતી નથી, જે બહુ મોટું નુકસાન છે.

**સ્વાસ્થ્યની બેદરકારી તથા કુપથ્ય :** સ્ત્રીઓમાં એ દોષ ઘણોખરો જોવા મળે છે કે તેઓ તંદુરસ્તી પ્રત્યે બેદરકાર રહે છે,

રોગને છુપાવ્યા કરે છે અને ખોરાક પણ બરાબર લેતી નથી. જે સ્ત્રીઓએ સાસરામાં સાસુની બીકે રોગ છુપાવવો પડે છે અને રોગની યાતના ભોગવતી રહીને પણ જબરદસ્તીથી સશક્ત મજૂરની જેમ આખો દિવસ કામ કરવું પડે છે તેમની વાત જુદી છે, પરંતુ જે સ્ત્રીઓ આળસને લીધે કે દવા લેવી પડશે અને ચરી પાડવી પડશે એવા ભયને લીધે રોગને છુપાવે છે તેઓ તો પોતાની સાથે તથા પરિવારનાં સહુની સાથે અન્યાય કરે છે. સાથે સાથે સ્ત્રીઓ ઘણું કરીને તંદુરસ્તીની જાળવણીના નિયમોને પણ જાણતી નથી અને થોડુંક જાણે છે તો તેની દરકાર કરતી નથી. એવું કરવું જોઈએ નહીં.

**મોહ :** કેટલીક સ્ત્રીઓ મોહને કારણે બાળકોને અપવિત્ર વસ્તુઓ ખવડાવે છે, અપવિત્ર રાખે છે, જાણી જોઈને સ્વાસ્થ્યઘાતક વાનગીઓનું વ્યસન કરાવે છે, તેમને જુઠ્ઠું બોલવાની, નોકરો સાથે અસભ્ય વર્તન કરવાની તથા અપશબ્દો બોલવાની અને મારવાની ખરાબ ટેવ શીખવે છે, તેમની ચોરી કરવાની આદતને ચલાવી લઈ તેમનો તેવો સ્વભાવ બનાવે છે અને ભણાવવામાં આળસ કરે છે, સાથેસાથે તેમને કંઈ પણ કામ ન કરવા દઈને અને દિવસ-રાત નાટક-સિનેમા વગેરેમાં લઈ જઈને ખોટો ખર્ચ, આળસ, સદાચારરહિત, ગંદો, રોગી અને ખરાબ સ્વભાવ આદિ દુર્ગુણોને પોષીને તેમનું ભવિષ્ય બગાડે છે અને પરિણામે તેમને દુઃખી બનાવીને પોતે પણ દુઃખી થાય છે. આ દોષથી સંતાનનાં શીલ અને સદાચાર નાશ પામે છે અને બાળક કુળદીપકમાંથી કુળનાશક બની જાય છે. માતાઓએ નકામા મોહથી દૂર રહીને બાળકોને - પુત્ર તથા પુત્રી બંનેને સંયમી, ધાર્મિક, સદાચારી અને સદ્‌ગુણસંપન્ન બનાવવાં જોઈએ કે જેથી તેઓ સુખી થાય તથા પોતાના વર્તનથી કુળનું મસ્તક ઉન્નત કરી શકે.

**કુસંગ :** સ્ત્રીઓએ ભૂલથી પણ પરનિંદા કરનારી, ખુશામત

કરનારી, ટાળોટુચકો અને જાદૂમંતર બતાવનારી, પરપુરુષોનાં વખાણ કરનારી, વિલાસી, વધુ ખર્ચાળ, આમ-તેમ રખડનારી, ઝઘડાખોર અને કુલટા સ્ત્રીઓનો સંગ કરવો જોઈએ નહીં. તેમનો સંગ એ કુસંગ છે તથા બધી રીતે પતનનું કારણ છે.

**આળસ :** આળસ, પ્રમાદ અને નિદ્રા તમોગુણનાં સ્વરૂપો છે. તમોગુણથી ચિત્ત મલિન થાય છે અને જીવનની પ્રગતિનો માર્ગ રુંધાઈ જાય છે. તેથી સ્ત્રીઓએ હંમેશાં સત્કર્મોમાં પ્રવૃત્ત રહેવું જોઈએ અને આળસ, પ્રમાદ વગેરેથી દૂર રહેવું જોઈએ.

**વ્યભિચાર : સ્ત્રીઓ માટે આ સૌથી મોટો અવગુણ છે.** શરીરથી તો શું, વાણી અને મનથી પણ પરપુરુષનું સેવન કરવું એ મહાપાપ છે, સતીત્વનું નાશક છે; આ લોકમાં નિંદા કરાવનારું અને પરલોકને બગાડનારું છે. જે નારી આવું કરે છે તેનું મોં જોવું એ પણ પાપ છે. તેણે લાખો-કરોડો વર્ષો સુધી નરકની ભીષણ યાતના ભોગવવી પડે છે અને તે પછી જ્યાં જન્મ થાય છે ત્યાં વારંવાર વિવિધ પ્રકારનાં ભયંકર દુઃખોનો ભાર ઊંચકીને જિંદગીભર રોવું પડે છે.

**छन सुख लागि जनम सत कोटी।**
**दुख न समुझ तेहि सम को खोटी॥**

(રા.ચ.મા. અરણ્ય૦ ૪/૧૭)



## લજ્જા નારીનું ભૂષણ છે

**असन्तुष्टा द्विजा नष्टाः सन्तुष्टा एव पार्थिवाः।**
**सलज्जा गणिका नष्टा लज्जाहीनाः कुलस्त्रियः॥**

'સંતોષરહિત બ્રાહ્મણનો, સંતોષી રાજાનો, શરમાળ વેશ્યાનો અને શરમ વિનાની કુળવધૂનો નાશ નિશ્ચિત છે.'

જેવી રીતે સ્ત્રીઓનું જેલની કાળકોટડીની જેમ બંધનમાં રહેવું તેમને માટે નુકસાનકારક છે તે જ રીતે – બલકે તેનાથી પણ વધુ નુકસાનકારક છે તેમનું સ્ત્રી-સહજ લજ્જા છોડીને પરાયા પુરુષોની સાથે નિરંકુશપણે હરવું-ફરવું, પાર્ટીઓમાં સામેલ થવું, પરપુરુષોને નિઃસંકોચપણે મળવું, સિનેમા તથા બીભત્સ નાટક જોવાં, સિનેમામાં અભિનય કરવો, પરપુરુષો સાથે ખાવું-પીવું તથા નાચ-ગાન કરવું વગેરે. સ્ત્રીની પાસે સૌથી મૂલ્યવાન તથા આદરપાત્ર સંપત્તિ તેનું સતીત્વ છે. સતીત્વનું રક્ષણ જ તેના જીવનનું સર્વોચ્ચ ધ્યેય છે. તેથી તે બહાર નહીં ફરતાં ઘરની રાણી બનીને ઘરમાં રહે છે. આ કારણે તેના માટે અવરોધ-પ્રથાનું વિધાન છે. જે લોકો સ્ત્રી-જાતિ ઉપર સહાનુભૂતિ તેમ જ દયા દાખવવાના ભાવથી સ્ત્રીઓને ઘરમાંથી બહાર લાવીને તેમને જાહેર જીવનમાં ભાગ લેતી કરવામાં પોતાનું કર્તવ્ય સમજે છે તેઓ, તેમનો ઈરાદો શુભ હોવા છતાં, કાં તો ભ્રમમાં છે - એટલે કે સાચા અર્થમાં સ્ત્રી-લજ્જાના તત્ત્વને સમજ્યા નથી અથવા તો તેઓ પોતાની ઉદ્દંડ વાસનાથી પ્રેરાઈને જ દયા તથા

સહાનુભૂતિના નામે આ પાપ કરી રહ્યા છે.

લજ્જાશીલતાથી સતીત્વનું અને પાતિવ્રત્યનું પોષણ અને સંરક્ષણ થાય છે. તેથી લજ્જા સ્ત્રીનું ભૂષણ છે* એમ કહેવાયું છે. પુરુષમાં 'પુરુષ' ભાવનું તથા સ્ત્રીમાં 'પ્રકૃતિ' (દેવી) ભાવનું પ્રાધાન્ય સ્વાભાવિક હોય છે. લજ્જા દેવી-ભાવ છે. આ કુદરતી કારણથી સ્ત્રીમાં લજ્જા પણ કુદરતી હોય છે. પુરુષ-ભાવની સાથે સ્ત્રી-પ્રકૃતિનો આ તફાવત સ્વભાવસિદ્ધ છે. આમ તો મનુષ્યમાત્રમાં તે વિવેકસંપન્ન પ્રાણી હોવાને કારણે તેના આહારમાં, તેની નિદ્રામાં અને ખાસ કરીને સ્ત્રી-પુરુષની કામ-ચેષ્ટા અને મૈથુન વગેરેમાં પશુ-પ્રાણીઓના જેવો

---

* સ્ત્રીની શોભા લજ્જામાં છે, લજ્જા તેનું ભૂષણ છે. પોતાના સ્વામી ભગવાન રામ અને દિયર લક્ષ્મણની સાથે દેવી સીતા વનમાં જઈ રહી છે. વનની સ્ત્રીઓ સીતાને પૂછે છે –

**कोटि मनोज लजावनिहारे। सुमुखि कहहु को आहिं तुम्हारे॥**

(રા.ચ.મા. અયોધ્યા૦ ૧૧૬/૧)

સીતા સંકોચપૂર્વક મલકાય છે અને મધુર સ્વરે લક્ષ્મણનો પરિચય આપતાં કહે છે –

**सहज सुभाय सुभग तन गोरे। नामु लखनु लघु देवर मोरे॥**

(રા.ચ.મા. અયોધ્યા૦ ૧૧૬/૫)

અને પછી –

**बहुरि बदनु बिधु अंचल ढाँकी। पिय तन चितइ भौंह करि बाँकी॥**
**खंजन मंजु तिरीछे नयननि। निज पति कहेउ तिन्हहि सियँ सयननि॥**

(રા.ચ.મા. અયોધ્યા૦ ૧૧૬/૬-૭)

આ લજ્જાનો આદર્શ છે. વાસ્તવમાં હિંદુઓમાં આમ તો પરદો (લાજ, ઘૂમટો) છે જ નહિ, આ તો શીલ-સંકોચનું એક સુંદર નિદર્શન છે. લોકો કહે છે – 'આ કેવો પરદો, જે ઘરના સભ્યો – સસરા-જેઠ વગેરે સામે પડદો કરે અને બીજા લોકોની સામે ખુલ્લા મોંએ રહે,' પરંતુ તેનાથી તો એ સાબિત થાય છે કે આ વાસ્તવમાં પરદો નથી. આ તો વડીલોના આદર માટેનો શીલ-સંકોચનો એક પવિત્ર ભાવ છે, જે હોવો જ જોઈએ.

નિર્લજ્જ ભાવ નથી હોતો, પાછી મનુષ્યોમાં સ્ત્રી તો વિશેષરૂપે લજ્જાશીલ હોય છે. નારીની શોભા તેમાં જ છે. લજ્જાનો ત્યાગ કરવો એ સ્ત્રી માટે ગુણ-ગૌરવની વાત નથી; ઊલટું તેનાથી તેનું ગૌરવ, સતીત્વ, માનસિક સ્વાસ્થ્ય, દેવી-ભાવ તથા સ્વાભાવિક પવિત્રતા જોખમાય છે. તેથી જ, વેદોમાં પણ સ્ત્રી માટે લજ્જાનું વિધાન મળે છે. ઋગ્વેદ ૮/૪/૨૬માં છે - **'यो वां यज्ञेभिरावृतोऽधिवस्त्रा वधूरिव।'**

'વસ્ત્ર દ્વારા ઢંકાયેલી વહુની જેમ જે યજ્ઞ દ્વારા ઢંકાયેલો છે.' - આમાં સ્ત્રી માટે પોતાનાં અંગોને ઢંકાયેલાં રાખવાનો સ્પષ્ટ નિર્દેશ છે. આ સિવાય, અન્ય અનેક જગ્યાએ પણ તથા રામાયણ, મહાભારત અને પુરાણ વગેરે ગ્રંથોમાં આનાં ભરપૂર પ્રમાણ મળે છે. સીતા, સાવિત્રી, દમયંતી વગેરે સતીઓનો, ઘરમાંથી તેમના બહાર નીકળવાનો જે ઈતિહાસ મળે છે તે વિશેષ પરિસ્થિતિની વાત છે; અને એવી વિશેષ પરિસ્થિતિઓમાં હિન્દુશાસ્ત્ર પણ સ્ત્રીઓને બહાર નીકળવાની આજ્ઞા આપે છે.

સ્ત્રીઓનું ગૌરવ લજ્જાશીલતામાં છે. આ વિષયમાં પશ્ચિમના કેટલાક બુદ્ધિશાળી વિદ્વાનોના મત પણ જોઈએ –

"The reputation of a woman is as a crystal mirror shining and bright but liable to be sullied by every breath that comes near it." (Cervantes)

[સ્ત્રીની કીર્તિ સ્ફટિક દર્પણ જેવી છે, કે જે અત્યંત ઉજ્જવલ અને ચમકતું હોવા છતાં પણ બીજાના એક શ્વાસથી પણ મલિન થવા લાગે છે. (સરવાંટિસ)]

"She is not made to be the admiration of everybody but the happiness of one (her husband)." (Burke)

[સ્ત્રીનું સર્જન પ્રત્યેકને મુગ્ધ કરવા માટે નથી, સ્ત્રી તો એકમાત્ર (પોતાના પતિદેવ)ને સુખ આપવા માટે જ નિર્માયેલી છે. (બર્ક)]

"A women smells sweetest, when she smells not at all." (Plantus)

[સૌથી વધુ સુગંધિત સ્ત્રી તે છે, જેની ગંધ કોઈનેય મળતી નથી. (પ્લેંટસ)]

"Woman is a flower that breathes its perfume in the shade only." (Lameneis)

[સ્ત્રી એક એવું ફૂલ છે જે પોતાના છાંયડેથી (ઘરમાંથી) જ પોતાની સુગંધ ફેલાવે છે. (લેમેનિસ)]

"The flower of sweetest smell is shy and lovely." (Wordsworth)

[ઉત્તમ ગંધયુક્ત ફૂલ નમણું અને ચિત્તાકર્ષક હોય છે. (વડ્ઝવર્થ)]

જે વસ્તુ જેટલી કીમતી તેમ જ પ્રિય હોય છે તેને તેટલી જ વધુ સાવધાની, સન્માન તેમ જ સંરક્ષણ સાથે રાખવામાં આવે છે. જરઝવેરાત વગેરે અમૂલ્ય પદાર્થોને લોકો આ કારણે જ સંતાડીને રાખે છે. આપણે ત્યાં સ્ત્રી એ પુરુષના વિષય-વિલાસનું સાધન નથી, તે સમસ્ત ગૃહસ્થી-ધર્મમાં સહધર્મિણી છે. તેનું શરીર કામ-વાસનાનું યંત્ર નથી, બલકે તે જગદંબાની મંગલ-મૂર્તિની જેમ પૂજનીય છે. કન્યાસ્વરૂપે તથા પતિ-પુત્રવતી સતીસ્વરૂપે વંદનીય છે. હિન્દુ-શાસ્ત્ર મુજબ ગૌરીની કે કુંવારીની પૂજાથી તથા સતી- પૂજાથી ગૃહસ્થનાં દુઃખ-દારિદ્રય તથા શત્રુ-સંકટ વગેરેનો નાશ થાય છે અને તેનાં ધર્મ, ધન, ઉંમર તેમ જ બળ વધે છે. તેથી આદરપૂર્વકના સ્ત્રી-સંરક્ષણનું વિધાન છે. આ તેની સાથેનો નિર્દય વ્યવહાર નથી, બલકે તેના પ્રત્યેના

અતિશય સન્માનનું નિદર્શન છે, સાથે સાથે તેના સતીત્વ-ધર્મના રક્ષણનું મંગલમય સાધન પણ.

શરમ છોડીને પુરુષોના આવાસોમાં સંકોચ વિના હરવા-ફરવાથી પવિત્ર પાતિવ્રત્યને હાનિ પહોંચે છે; કારણ કે આ સ્થિતિમાં સ્ત્રીએ હજારો પુરુષોની વિકૃત દૂષિત દૃષ્ટિનો શિકાર થવું પડે છે. શ્રીદેવી-ભાગવતમાં એક કથા આવે છે કે શશીકલા નામની એક રાજકન્યાએ સ્વયંવરમાં જવાનો એટલા માટે ઈન્કાર કર્યો હતો કે ત્યાં અનેક રાજાઓની કામ-દૃષ્ટિ પોતાના પર પડશે અને તેથી પોતાના પાતિવ્રત્યને આઘાત લાગશે. એ એક વૈજ્ઞાનિક રહસ્ય છે કે જે સ્ત્રીને અનેક પુરુષો કામ-દૃષ્ટિથી જુએ છે અને ખાસ કરીને જે સ્ત્રીની આંખો પર નજર પડે છે અને એમ પરસ્પરની નજર મળે છે (તેથી જ લજ્જાશીલ સ્ત્રીઓ સ્વાભાવિક જ પોતાની આંખો ઢાળેલી રાખે છે) તે સ્ત્રીના પાતિવ્રત્યને અવશ્ય નુકસાન થાય છે. મનુષ્યના માનસિક ભાવોનો વિદ્યુત-પ્રવાહ તેના શરીરમાંથી નિરંતર નીકળતો રહે છે અને તે શબ્દ, સ્પર્શ તેમ જ દૃષ્ટિપાત વગેરે દ્વારા (કેટલેક અંશે તો કોઈ બાહ્ય સાધન વિના આપોઆપ) બીજાના મન પર અને સાથોસાથ શરીર પર અસર કરે છે. જ્યાં તેને અનુકૂળ જાતીય ભાવ પહેલેથી હોય છે ત્યાં વિશેષ અસર થાય છે, પરંતુ જ્યાં એવો જાતીય ભાવ હોતો નથી ત્યાં પણ કંઈક તો પ્રભાવ પડે જ છે અને જો વારંવાર આ પ્રમાણે બનતું રહે તો ક્રમશઃ ભાવ પણ સજાતીય બની જાય છે. તેનાથી એ સિદ્ધ થાય છે કે જે સ્ત્રી પ્રત્યે કામી પુરુષોની કામશક્તિ દ્વારા પ્રેરિત કામદૃષ્ટિ વારંવાર પડતી રહેશે અને જો ઘટાટોપ પાતિવ્રત્યનો પ્રબળ ભાવ ઉપર્યુક્ત કામદૃષ્ટિના વિકારી ભાવનો નાશ કે પરાભવ કરવામાં સમર્થ નહીં થાય તો તે સ્ત્રીના મનમાં ચોક્કસ જ ચંચળતા આવશે, કામવિકાર ઉત્પન્ન થશે અને

જો એ વિકારની સ્થિતિમાં તક મળશે તો પતન પણ થઈ જશે.

જે સ્ત્રીઓએ ઘર છોડીને સ્વચ્છંદ પુરુષવર્ગમાં વિચરણ કર્યું છે તેઓ અન્ય અનેક જાહેર કાર્યોમાં ભલે ગમે તેટલી સારી પ્રસિદ્ધિ મેળવે, પરંતુ જો તેઓ અંતર્મુખી બનીને પોતાના ચારિત્ર્ય ઉપર દૃષ્ટિપાત કરશે તો તેમાંની મોટા ભાગની સ્ત્રીઓને એ અનુભવ થશે કે તેમના મનમાં અનેકવાર વિકાર આવ્યો છે અને કોઈ-કોઈનું તો પતન પણ થઈ ગયું છે. કહો, પતિવ્રતા સ્ત્રી માટે આ કેટલું મોટું નુકસાન છે ?

ખરાબ સોબતને કારણે ક્યારેક પુરુષોની જેમ સ્ત્રી પણ કામદૃષ્ટિથી પુરુષોને જોવા લાગે ત્યારે તો પુરુષના મનોભાવ બહુ જલદી બદલાઈ જાય છે અને તે બંનેયનું ચોક્કસ પતન થાય છે. મનોવિજ્ઞાનના અનુભવી પશ્ચિમના વિદ્વાન સ્ટેનલી રેડ મહાશય કહે છે –

"It was discovered that certain subjects, more especially women, could produce changes in the aura by an effort of will causing rays to issue from the body or the colour of the aura to alter." (Stanley Red)

[એવું જોવા મળ્યું છે કે કેટલાક પદાર્થો, ખાસ કરીને સ્ત્રીઓ પોતાની ઈચ્છાશક્તિથી પુરુષના 'ઑરા'ને બદલી નાખે છે. પુરુષના શરીરમાંથી તેના મનોભાવોની જે વિદ્યુત-લહેરો નીકળે છે તેમના બદલાઈ જવાથી 'ઑરા'ના રંગમાં પણ પરિવર્તન થઈ જાય છે. (સ્ટેનલી રેડ)]

મનુષ્યના શરીરમાંથી તેના માનસિક કામ-ક્રોધ વગેરે ખરાબ ભાવોના તથા ત્યાગ-ક્ષમા વગેરે સારા ભાવોના વિદ્યુત-કણ હંમેશાં નીકળ્યા કરે છે અને તેના શરીરની ચારે બાજુ વિવિધ રંગોની લહેરોના રૂપમાં પ્રગટ થાય છે. સૂક્ષ્મ-દૃષ્ટિથી તેમને જોઈ પણ શકાય છે. તેમને ઑરા (Aura) કહે છે.

વિવિધ પુરુષોની દૃષ્ટિ સ્ત્રીઓ પર પડવી જોઈએ નહીં અને તેનાથી વિકૃત થવાથી સ્ત્રીઓની દૃષ્ટિ પુરુષો પર પડવી જોઈએ નહીં - કારણ કે એમ થવાથી સ્ત્રીઓના પવિત્ર પાતિવ્રત્યનો નાશ થાય છે. તેથી સ્ત્રીઓએ પુરુષોના આવાસોમાં તથા બજારમાં નહીં ફરતાં ઘરમાં જ રહેવું જોઈએ એમ કહ્યું છે. ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે ભોજન તથા નિદ્રાના સમયમાં પણ પુરુષો સ્ત્રીઓને ન જુએ.* આજકાલ સ્ત્રીઓને સાથે લઈને હરવા-ફરવાની તેમ જ એક જ ટેબલ ઉપર એકસાથે ખાવા-પીવાની પ્રથા વધી રહી છે તે વસ્તુતઃ દોષયુક્ત દેખાતી નથી છતાં પણ તે મોટો દોષ પેદા કરનારી છે. આવું કરનારાં સ્ત્રી-પુરુષોએ પ્રામાણિકતાપૂર્વક પોતાની મનોદશાનું ચિત્ર નીરખવું જોઈએ અને યથાયોગ્ય સમજીવિચારીને બધાંએ એવી વ્યવસ્થા કરવી જોઈએ કે જેમાં નારીના ભૂષણ લજ્જાનું રક્ષણ થાય અને તેનો પાતિવ્રત્ય ધર્મ અખંડિત રહે.



* नाश्नीयाद् भार्यया सार्द्धं नैनामीक्षेत चाश्नतीम्। (મનુસ્મૃતિ ૪/૪૩)
'સ્ત્રી-પુરુષ એકસાથે બેસીને ભોજન કરે નહીં અને સ્ત્રી ભોજન કરતી હોય તો તેને જુએ પણ નહીં.'

# સ્ત્રી માટે પતિ જ ગુરુ છે

એ સાચું છે કે સ્ત્રીઓમાં શ્રદ્ધા-વિશ્વાસ અધિક છે, ધાર્મિક ભાવના વિશેષ છે અને એ પણ સાચું છે કે આજે પણ સ્ત્રીઓએ જ ધર્મને વધતે-ઓછે અંશે બચાવી રાખ્યો છે. ભણેલા સાહેબોને જ્યાં સમય પણ નથી અને શ્રદ્ધા પણ નથી ત્યાં તેમની માતાઓ અને પત્નીઓ પોતાના પુત્ર અને પતિના મંગલની કામનાથી, પરલોકના વિશ્વાસથી અને આત્માના ઉદ્ધારના ઉદ્દેશ્યથી ધર્મનું આચરણ, ભગવાનનું ભજન, દાન-પુણ્ય, અતિથિ-સત્કાર, પૂજા-પાઠ અને વ્રત-ઉપવાસ કરે છે, કથા-કીર્તન સાંભળે છે, મંદિરોમાં દેવદર્શને જાય છે અને તીર્થસ્થાનોમાં જઈ સંત-મહાત્માઓનાં દર્શન-સત્સંગ કરે છે. આ બધું જ કલ્યાણકારી છે અને તેનાથી લોક-પરલોક બંનેમાં અનુપમ લાભ થાય છે; પરંતુ સાથે સાથે એ પણ સાચું છે કે આજકાલ જેમ લગભગ બધાં જ ક્ષેત્રોમાં દંભ, દગો, ભ્રષ્ટાચાર, અનાચાર તથા ઠગાઈ ચાલે છે તેવી જ રીતે ધર્મ તથા અધ્યાત્મના ક્ષેત્રમાં પણ અનાચાર અને દગાબાજી અનહદ ચાલે છે, બલકે એવું પણ કહી શકાય કે આ ક્ષેત્રમાં આજકાલ અનાચારની વિશેષ પ્રબળતા છે. કેટલાંક તીર્થસ્થાનોમાં તો વિશિષ્ટરૂપે અનાચાર તથા વ્યભિચારના અડ્ડા બનેલા છે. ચારેબાજુ જાણે કે ગુરુઓનું પૂર આવ્યું છે અને લોકોના મનમાં, ખાસ કરીને ભોળા હૃદયની સ્ત્રીઓના મનમાં એવા સંસ્કાર દૃઢ કરવામાં આવ્યા છે કે – 'ગુરુ પાસેથી દીક્ષા લીધા (કાનમાં મંત્ર ફૂંકાવ્યા) વિના આત્મકલ્યાણની કોઈ આશા જ

નથી. ગુરુનો મોભો ભગવાનથી પણ ઊંચો છે તથા ગુરુને સર્વસ્વ અર્પણ કરી દેવું એ જ શિષ્ય કે શિષ્યાનું એકમાત્ર કર્તવ્ય છે !' એ સિદ્ધાંત સાચો છે કે પરમાર્થ-માર્ગમાં સદ્‌ગુરુની જરૂર છે અને ગુરુ પ્રત્યે સમર્પણભાવ પણ અવશ્ય હોવો જોઈએ, પરંતુ આજકાલ મોટે ભાગે નથી તો તેવા સદ્‌ગુરુ નજરે પડતા અને નથી તો નજરે પડતો વિશુદ્ધ આત્મ-સમર્પણનો ભાવ પણ. તેથી સ્ત્રીઓ માટે તો એકમાત્ર પતિ જ પરમ ગતિ, પરમ દેવતા અને પરમ ગુરુ મનાય છે. તેમને બીજા ગુરુ કરવાની જરૂર નથી.* એ બરાબર છે કે દેવદાસીપ્રથા જેમ શરૂઆતમાં દેવતાઓ પ્રત્યે શુદ્ધ સમર્પણભાવની સૂચક હતી પરંતુ પાછળથી તેમાં મોટું પાપ આવી ગયું, તેવી જ રીતે ગુરુ કરવાની પ્રથાનું મૂળ પણ પવિત્ર હતું, પરંતુ આજકાલ તો તેનો બહુ મોટો દુરુપયોગ થઈ રહ્યો છે.

હકીકતમાં સ્ત્રીઓએ પરપુરુષમાત્રથી જ દૂર રહેવું જોઈએ. સ્ત્રી-પુરુષ માટે પાસે-પાસે રહીને ધર્મને સાચવી રાખવાનું બહુ જ મુશ્કેલ

---

* भर्ता नाथो गतिर्भर्ता दैवतं गुरुरेव च।
तस्य वश्यं चरेद् या तु सा कथं सुखमाप्नुयाद्॥
(બૃહદ્‌નારદપુરાણ : ઉ० ૧૪/૪૦)

"પતિ જ નાથ, ગતિ, દેવતા તથા ગુરુ છે. તેના પર જે સ્ત્રી વશીકરણનો પ્રયોગ કરે છે તે કેવી રીતે સુખ મેળવી શકે ?"

गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः।
पतिरेव गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः॥

"દ્વિજાતિઓના ગુરુ અગ્નિદેવ છે, વર્ણોના ગુરુ બ્રાહ્મણ છે, સ્ત્રીઓના ગુરુ તેમના પતિ છે અને અતિથિ બધાંના ગુરુ છે."

पतिर्हि देवता नार्याः पतिर्बन्धुः पतिर्गुरुः।
प्राणैरपि प्रियं तस्माद् भर्तुः कार्यं विशेषतः॥

"સ્ત્રી માટે પતિ જ દેવતા, પતિ જ બંધુ (સગો) અને પતિ જ ગુરુ છે, તેથી પ્રાણ આપીને પણ પતિનું પ્રિય કાર્ય વિશેષરૂપે કરવું જોઈએ."

છે. એવાં સેંકડો-હજારો ઉદાહરણ છે, જેનાથી સાબિત થયેલું છે કે મહાત્મા, ભક્ત, આચાર્ય અને પંડિત, પૂજારી વગેરે કહેવડાવતા લોકો દ્વારા ભોળા હૃદયની સ્ત્રીઓનું ઘણી રીતે પતન થયું છે અને થઈ રહ્યું છે. ક્યાંક ભગવાન શ્રીકૃષ્ણની મહાન પવિત્ર લોકોત્તર વ્રજલીલા અને ગોપીપ્રેમના નામે પાપ કરાય છે, ક્યાંક મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રીરાઘવેન્દ્રના નામે રામવિવાહ વગેરે પ્રસંગે સ્ત્રી-સમાજ સામે બીભત્સ પદો, ગંદી ગાળો ગાવામાં આવે છે અને નારી-સમાજને પતનની ખાઈમાં ધકેલવામાં આવે છે, તો ક્યાંક ગુરુદેવ સ્વયં ભગવાનનું સ્વરૂપ બનીને શિષ્યાઓને આત્મસમર્પણ કરાવે છે. અરે, ક્યાં સુધી કહેવું? હમણાં એક દિવસ અમને એક બહુ લાંબો પત્ર મળ્યો, જેમાં એક સજ્જને તેમના ગુરુ ભગવાન દ્વારા તેમની ધર્મપત્નીને કઈ રીતે ધર્મભ્રષ્ટ કરવામાં આવી તેનું રોમાંચકારી વર્ણન કર્યું છે. ભગવાન અને ધર્મના નામે ભગવાનના મંદિરમાં, ભગવાનની મૂર્તિ સામે એવાં એવાં દુરાચરણ કરાય છે કે જેની કલ્પનાથી પણ ભારે દુઃખ થાય છે અને જ્યારે વાસ્તવમાં એવું બને છે ત્યારે તો શું કહેવું? તેથી આપણી સરળ હૃદયની શ્રદ્ધાસંપન્ન દેવીઓ માટે એ જરૂરી છે કે તેઓ પોતાના સતીત્વને જ સૌથી અમૂલ્ય ધન સમજે અને કોઈ પણ સંત-મહાત્મા, ગુરુ, આચાર્ય, ભક્ત, પ્રેમી, રસિક, દેશસેવક, સમાજસેવક વગેરેના કુસંગમાં કદીયે ન પડે. એકાંતમાં કોઈ પણ પરપુરુષને મળવું જોઈએ નહીં તથા કોઈને સ્પર્શ પણ કરવો જોઈએ નહીં અને કોઈને ગુરુ બનાવીને અથવા પ્રેમી મહાત્મા માનીને બીભત્સ ચર્ચામાં એકલા કે અન્ય કોઈ સ્ત્રીઓની સાથે પણ ભળી જવું જોઈએ નહીં - પછી ભલેને તે ચર્ચા ભગવાનની પવિત્ર લીલાના નામે જ કેમ ન કરવામાં આવતી હોય. સાચા સંત-મહાત્મા, ભક્ત, પ્રેમીજન આવો દુરાચાર ક્યારેય કરી શકે નહીં. જેઓ આવું

કરે છે તેઓ સંત-મહાત્માઓના વેશમાં સંતાયેલા પાપી છે, તેઓ પોતાની અધમ વાસનાને પૂરી કરવા સ્વાંગ રચીને તે પવિત્ર વેશને કલંકિત કરી રહ્યા છે અને સાચું તો એ છે કે આ ઘોર કલિયુગમાં આવા લોકોનું પ્રમાણ વધી ગયું છે, તેમનાથી બચવું જ જોઈએ.

જેવી રીતે ધર્મના ક્ષેત્રમાં આ બુરાઈ છે તેવી જ રીતે રાજનીતિના અને સમાજસેવાના ક્ષેત્રમાં પણ આ બુરાઈ કાંઈ ઓછી નથી. 'બહેનજી' કહીને બોલાવનારા અનેક દુષ્ટ વ્યક્તિઓ દેશભક્ત અને સમાજસેવકનું પવિત્ર મહોરું પહેરીને અને સ્ત્રી-સમાજનાં દુઃખો પ્રત્યે સહાનુભૂતિનાં આંસુ સારીને આ પ્રકારનાં કુકર્મોમાં રમમાણ રહે છે. આવા દુરાચાર માટે આજે ઘણાબધા વિધવાશ્રમો અને મહિલાશ્રમો ચલાવવામાં આવે છે. આ આપણું ભયંકર પતન છે, પરંતુ છે તો નગ્ન સત્ય! સાવધાન!



# સ્ત્રી-શિક્ષણ અને સહશિક્ષણ

મોટે ભાગે બધા જ ધાર્મિક તથા વિદ્વાન મહાનુભાવોનું કહેવું છે કે વર્તમાન ધર્મહીન શિક્ષણપ્રણાલી હિન્દુ સ્ત્રીઓના આદર્શથી સર્વથા પ્રતિકૂળ છે. વળી, યુવાન છોકરા-છોકરીઓએ સાથે ભણવું એ તો અત્યધિક નુકસાનકારક છે. આ સહશિક્ષણનું ભયંકર પરિણામ પ્રત્યક્ષ અનુભવવા છતાં પણ મોહને લીધે આજે એ જ રસ્તે જવાનો આગ્રહ થઈ રહ્યો છે. તેનું કારણ પ્રત્યક્ષ છે.

જે વાતોને આપણે ત્યાં પતન સમજવામાં આવે છે તે વાતો દુનિયાની નજરે વિકાસ અને પ્રગતિની નિશાની મનાય છે. પાશ્ચાત્ય સભ્યતાનો આદર્શ આજે આપણાં હૃદયોમાં એવું સૌથી ઊંચું આસન લઈ બેઠો છે કે અંધની જેમ આપણે આપોઆપ એ તરફ આગળ ધપી રહ્યા છીએ અને બીજાઓને પણ ત્યાં લઈ જવાનો પ્રયત્ન કરીએ છીએ, જે સ્વાભાવિક છે.

પહેલાં 'સમાન શિક્ષણ' વિશે કંઈક વિચાર કરીએ. શિક્ષણનો સાધારણ હેતુ મનુષ્યમાં સુષુપ્ત પડેલી પવિત્ર તથા અભ્યુદયકારક શક્તિઓનો વિકાસ કરવો એ છે. પરંતુ શું પુરુષ અને સ્ત્રીમાં એકસરખી શક્તિ છે ? શું પુરુષ અને સ્ત્રીની શક્તિના વિકાસનું ક્ષેત્ર એક જ છે ? શું બધી વાતોમાં પુરુષના જેવું જ શિક્ષણ સ્ત્રીએ ગ્રહણ કરવું એ જરૂરી છે ? ઊંડાણપૂર્વક વિચાર કરતાં સ્પષ્ટ ઉત્તર મળે છે - 'ના.' બંનેની શરીર-રચનામાં તફાવત છે, બંનેનાં કાર્યો જુદાં

છે, બંનેનાં હૃદયોમાં ભેદ છે; અને બંનેનાં કર્મક્ષેત્રો પણ ભિન્ન-ભિન્ન છે. તેથી આ તફાવતને ધ્યાનમાં રાખીને જ શિક્ષણની વ્યવસ્થા કરવી જોઈએ. આજે આપણે પ્રમાદને કારણે, આ કુદરતી વિલક્ષણતાને મિટાવી દઈને સ્ત્રી-પુરુષને બધાં કાર્યોમાં સમાન જોવા ઇચ્છીએ છીએ. સામ્યવાદની આ અસંભવિત મોહક આશાએ આપણી બુદ્ધિને અંધકારમય બનાવી છે, તેથી આપણને આજે દેખાય છે, છતાં પણ દેખાતું નથી. ધ્યાનથી જોતાં બંનેમાં બે પ્રકારની શક્તિઓ માનવી પડે છે અને બંનેનાં બે ક્ષેત્રો પણ સિદ્ધ થાય છે. સ્ત્રીઓનું ક્ષેત્ર ઘર છે, પુરુષનું ક્ષેત્ર બહાર છે. સ્ત્રી ઘરની માલિકણ છે, પુરુષ બહારનો માલિક છે. 'ઘર' અને 'બહાર'નો અર્થ એ નથી કે સ્ત્રી હંમેશાં ઘરની અંદર પુરાઈ રહે અને પુરુષ હંમેશાં બહાર જ રહે. સ્ત્રી-પુરુષ બંને મળીને જ એક સાચું 'ઘર' છે. એ 'ઘર' માટે જ પતિ બહાર જાય છે અને પત્ની એ જ 'ઘર' માટે ઘરમાં રહે છે. આ રીતે ધાર્મિક અથવા સામાજિક કારણસર જરૂર જણાતાં સ્ત્રી ઘરની મર્યાદા મુજબ પતિ-પુત્ર વગેરે સાથે આ 'ઘર' માટે જ બહાર જાય છે – 'ઘર'ને ભૂલીને સ્વતંત્ર શોખ માટે નહીં. પતિ 'ઘર' માટે જ ઘરમાં આવે છે – 'ઘર'ને ભૂલીને બહારની સફળતામાં ફુલાઈને, અભિમાનમાં ગરકાવ થઈને પોતાની સત્તા ચલાવવા માટે નહીં. ઘર-બહારની આ વ્યવસ્થા, જવું-આવવું, હળવું-મળવું, કમાવું-ખાવું, પાઠ-પૂજા, દાન-પુણ્ય, આચાર-વ્યવહાર – બધું જ આ એક 'ઘર'ને સુરક્ષિત અને સમુન્નત બનાવવા માટે છે.

સ્ત્રીને માતૃત્વમાં જે સુખ છે, ઘરની સ્વતંત્રતામાં જે આનંદ છે તે ઑફિસની કારકુનીમાં ક્યાંથી મળશે ? સ્ત્રીનું વિશેષ ક્ષેત્ર માતૃત્વ છે. તેના બધા અવયવો શરૂઆતથી જ માતૃત્વ માટે જ પ્રયત્નશીલ

છે. તે માતૃત્વનું પોષણ કરનારા ગુણોથી જ મહાન બની છે. તે માતા બનીને જ મોટા મોટા યશસ્વી પુરુષોને જન્મ આપે છે. તમામ પ્રકારનાં મોટામાં મોટાં પ્રલોભનોને ઠોકર મારીને, બહુ મોટો ત્યાગ કરીને જ સ્ત્રી આ માતૃત્વના ગૌરવપૂર્ણ સ્થાનને પ્રાપ્ત કરે છે અને સુખી થાય છે. જે શિક્ષણથી આ માતૃત્વમાં ખલેલ પડે છે, જે શિક્ષણથી સ્ત્રીના પવિત્ર માતૃત્વના આધારરૂપ સતીત્વ ઉપર કુઠારાઘાત થાય છે તે શિક્ષણ નથી, કુશિક્ષણ છે.

એક પત્રિકામાં છપાયું હતું કે એક ફેશનેબલ પાશ્ચાત્ય યુવતીએ પોતાના બાળકને એટલા માટે મારી નાખ્યું કે તેને રાત્રે ઉધરસ ખૂબ આવતી હતી, તેથી તે બહુ રડતું હતું અને તેનાથી યુવતીને સુખ-શયનમાં અડચણ પડતી હતી. એક યુવતીએ બાળકના પાલન-પોષણથી છુટકારો મેળવવા આત્મહત્યા કરી લીધી હતી. માતૃત્વનો આ વિનાશ કેટલો ભયંકર છે ? પરંતુ જે ઉચ્ચશિક્ષણ માટે આજે આપણે વ્યાકુળ છીએ, જે સભ્યતાનો પ્રભાવ આજના આપણા સ્ત્રી-શિક્ષણનું સંચાલન કરી રહ્યો છે તે સભ્યતાના માતૃત્વ-નાશનો તો આ નમૂનો માત્ર છે. આજે આપણે સ્ત્રીઓના માતૃત્વનો નાશ કરીને તેમને નેતૃત્વ કરવાનું શીખવીએ છીએ, પરંતુ એ ભૂલી જઈએ છીએ કે જો માતૃત્વ કે સતીત્વનો આદર્શ ન રહ્યો, જો સ્ત્રી પોતાના સ્વાભાવિક ત્યાગના આદર્શને ભૂલી ગઈ – જો તે સ્નેહપૂર્ણ મા, પ્રેમપૂર્ણ પત્ની કે ત્યાગપૂર્ણ દેવી ન રહી તો તેનું નેતૃત્વ કોના પર હશે ?

યાદ રાખવું જોઈએ કે વિદેશી ભાષામાં બી.એ., એમ.એ. થઈ જવું એ કોઈ વિશેષ શિક્ષણ નથી. પારકી ભાષા શીખીને જ કોઈ સ્ત્રી વિદુષી બની જતી નથી, તેનાથી તેનામાં કોઈ દિવ્ય ગુણ આવતા

નથી. વિદેશી ભાષા શીખવામાં પણ કોઈ હરકત નથી, જો તેનાથી કાંઈ નુકસાન થતું ન હોય. પરંતુ પોતાની શુદ્ધ સંસ્કૃતિનું બલિદાન કરીને તેના બદલામાં વિદેશી ભાષા શીખીને શિક્ષિત કહેવડાવવું એ તો મોટી નુકસાનીનો સોદો છે. આ શિક્ષણના પરિણામે સ્ત્રીઓમાં આજ સુધી જે નવા સામાજિક પ્રયોગ શરૂ થયા છે તેનાથી પણ સ્ત્રીઓનું અને સમાજનું નૈતિક અને ધાર્મિક બંનેય દૃષ્ટિએ પૂરતું નુકસાન થઈ રહ્યું છે. અહીં અમારો એવો મત નથી કે સ્ત્રીઓને ભણાવવી જોઈએ નહીં. દ્રૌપદી બહુ મોટી વિદુષી હતી, રાજ્ય-સંચાલન કરી શકતી હતી અને મહાભારત-યુદ્ધની મંત્રણા-સભામાં પણ તે પોતાના પતિઓની સાથે રહેતી હતી, પરંતુ તે આદર્શ સદ્‌ગૃહિણી પણ હતી. અહલ્યાબાઈ વિદુષી અને ધર્મપરાયણ હતી. તેથી સદ્‌ગૃહિણી બનીને જ સ્ત્રીઓ વિદુષી બને એવા જ શિક્ષણની જરૂર છે. આ દૃષ્ટિએ આજનાં વિશ્વવિદ્યાલયો(Universities)નું શિક્ષણ સ્ત્રી-જાતિ માટે નકામું જ નહિ, બલકે અત્યંત નુકસાનકારક છે. જે શિક્ષણ સ્ત્રીઓના સહજ ગુણો માતૃત્વ, સતીત્વ, સદ્‌ગૃહિણીપણું, શિષ્ટાચાર અને સ્ત્રીસહજ હાર્દિક ઉપયોગી સુંદરતા-મધુરતાનો નાશ કરે છે, તેને ઉચ્ચશિક્ષણ કહેવું એ ખરેખર ખૂબ જ આશ્ચર્યકારક છે. જે વિદ્યાથી સદ્‌ગુણ જળવાઈ રહે અને વધી શકે તેવી વિદ્યા શીખવીને સ્ત્રીઓને વિદુષી બનાવવી જોઈએ અને તેની જરૂરિયાત પણ છે. જેનાથી સંસ્કૃતિનું રક્ષણ તથા સદ્‌ગુણોનું પોષણ થાય તે શિક્ષણ સાર્થક છે. આ જેનામાં હોય તે જ સુશિક્ષિત સ્ત્રી છે. તેથી વર્તમાન સ્ત્રી-શિક્ષણમાં ધરમૂળથી પરિવર્તન થવું જોઈએ અને એવી શિક્ષણ-પદ્ધતિ બનવી જોઈએ કે જેનાથી સ્ત્રીને પોતાના સ્વરૂપનું તથા કર્તવ્યનું યથાર્થ જ્ઞાન થાય.

હવે 'સહશિક્ષણ' વિષે વિચાર કરીએ. સ્ત્રીઓમાં ઘણાબધા સ્વાભાવિક ગુણ છે. તે ગુણોને કારણે જ તેઓ મહાન પુરુષોની માતાઓ બને છે. તે ગુણોનો વિકાસ કરવો એ સ્ત્રીશિક્ષણનો ઉદ્દેશ્ય હોવો જોઈએ. પરંતુ સાથે સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે જે વસ્તુ જેટલી મહત્ત્વપૂર્ણ હોય છે તે ઊંધા રસ્તે ચાલે તો તેનાથી નુકસાન પણ એટલું જ વધુ થાય છે. સ્ત્રીને ઉન્નત બનાવનાર ત્યાગ, સહનશીલતા, સરળતા, તપ, સેવા વગેરે અનેક આદર્શ ગુણો છે; પરંતુ સ્ત્રી જો ચારિત્ર્યમાં પતન પામે છે તો તેના આ જ ગુણો વિપરીત દશામાં ફેરવાઈ જઈને તેને અત્યંત ભયંકર બનાવી મૂકે છે.

સ્ત્રી અને પુરુષના શરીરની રચના જ એવી છે કે તેમનામાં એકબીજાને આકર્ષિત કરવાની વિલક્ષણ શક્તિ મોજૂદ હોય છે. કાયમ પાસે રહીને સંયમ રાખવો અશક્યવત્ છે. પ્રાચીન સમયના તપોવનમાં નિર્મળ વાતાવરણમાં રહેનારા જૈમિનિ, સૌભરિ, પરાશર જેવા મહર્ષિઓ તથા ન્યૂટન અને મિલ્ટન જેવા વિવેકી પુરુષો તેમ જ વર્તમાન સમયના મોટા-મોટા સાધક પુરુષો પણ જ્યારે સંસર્ગ-દોષથી ઇન્દ્રિય સંયમ નથી રાખી શકતા; તો પછી, વિલાસ-ભવનરૂપ સિનેમાગૃહોમાં જનારાં, બીભત્સ નવલકથાઓ વાંચનારાં, તન-મન અને વાણીથી હંમેશાં શૃંગારનું મનન કરનારાં, ભોગવાદને આશ્રય આપનારી માત્ર અર્થલક્ષી વિદ્યાના ક્ષેત્રમાં - કૉલેજોમાં ભણનારાં અને સ્વચ્છંદ આચરણનાં કેન્દ્રસ્થાન એવાં છાત્રાલયોમાં રહેનારાં વિલાસી યુવક-યુવતીઓ પાસેથી શુકદેવના જેવા ઇન્દ્રિય-સંયમની આશા રાખવી એ તો જાણીજોઈને સ્વયં પોતાને જ દગો દેવા જેવું છે. પરંતુ શું થાય? આજે મોટા-મોટા પ્રકાંડ વિદ્વાનો પણ યુરોપનું ઉદાહરણ આપીને સહશિક્ષણનું સમર્થન કરી રહ્યા છે, જે બુદ્ધિની

વિલક્ષણતા છે.

કેટલાક લોકો સંસ્કૃત નાટકોના આધારે પ્રાચીન ગુરુકુળોમાં સહશિક્ષણ હોવાનું સિદ્ધ કરે છે, પરંતુ તેમણે એ જાણવું જોઈએ કે પ્રાચીન ગ્રંથોમાં ક્યાંય પણ કન્યાઓ અને સ્ત્રીઓ ઋષિઓના આશ્રમોમાં જઈને સહશિક્ષણ લેતી હતી તેવી કોઈ આધારભૂત માહિતી મળતી નથી. ગુરુકુળની કન્યાઓની સાથે ભાઈ-બહેનના સંબંધે બ્રહ્મચારીઓ ગુરુકુળમાં રહેતા અવશ્ય હતા, પરંતુ ગુરુકુળોમાં ખૂબ આકરા નિયમો હતા. બધી વાતોમાં સંયમ હતો અને આજકાલની કૉલેજો-હોસ્ટેલોના જેવાં વિલાસિતાને અને સ્ત્રીપુરુષની પરસ્પર કામવૃત્તિને ઉત્તેજિત કરનારાં સાધન ત્યાં ન હતાં. આમ હોવા છતાં કચ-દેવયાનીના ઈતિહાસ પ્રમાણે ક્યાંક-ક્યાંક આકર્ષણ થવાની સંભાવના પણ હતી. તેથી આજકાલના સહશિક્ષણનું સમર્થન તેનાથી ક્યારેય થઈ શકે નહીં.

કેટલાંક વર્ષો પહેલાં લાહોરની એક સુધારક-પત્રિકામાં છોકરા-છોકરીઓના સહશિક્ષણના વિરોધમાં એક જવાબદાર સજ્જનનો લખેલો એક લેખ છપાયો હતો. તે લેખમાં લખ્યું હતું કે “.............નાં મહિલા આરોગ્ય અધિકારીના નિવેદનનો જો અભ્યાસ કરવામાં આવે તો, તેમણે...........નાં વિદ્યાલયોમાં ભણતી વિદ્યાર્થિનીઓનું સ્વાસ્થ્ય-પરીક્ષણ કરીને નોંધ્યું છે કે બાર વર્ષથી ઉપરની ઉંમરની કુંવારી છોકરીઓમાંથી લગભગ ૯૦ ટકા જેટલી છોકરીઓ ગર્ભવતી અને ગર્ભપાત કરાવનારી માલૂમ પડી છે. જો તટસ્થતાથી જોવામાં આવે તો બધી બાજુ આ આગ લાગેલી છે; પરંતુ માતા-પિતા અને દેશના નેતાઓ શું વિચારી રહ્યા છે તે અમારી સમજમાં આવતું નથી.”

નેવું ટકા તો ઘણું વધારે પ્રમાણ છે, દસ ટકા હોય તોપણ

તે ઘણું ગંભીર છે. વિશ્વાસ નથી બેસતો કે આ સંખ્યા સાચી છે. સંભવ છે કે છાપવામાં ભૂલ થઈ હોય, પરંતુ એટલું તો ચોક્કસ માનવું પડશે કે આજકાલ શાળા-કૉલેજોમાં ભણનારી કુંવારી કન્યાઓના ચારિત્ર્યના બગડવાની શક્યતા ઘણી વધારે છે અને તેથી આવી ઘટનાઓની સંખ્યા રોજબરોજ ઘણી ઝડપથી વધી રહી છે; અને આજની આ કન્યાઓ સતી સીતા-સાવિત્રીના નામથી પણ ચિડાવા લાગી છે.* જ્યારે કન્યાઓની આ સ્થિતિ છે ત્યારે

---

* કેટલાંક વર્ષો પહેલાં 'હિન્દુસ્તાન ટાઈમ્સ'ના પ્રતિનિધિએ સિમલાના એક સભ્ય સમાજનું વર્ણન કરતાં લખ્યું હતું કે એક શ્રીમતીજીએ પ્રાચીન સ્ત્રીઓની ખૂબ મશ્કરી કરી અને એકે તો ત્યાં સુધી કહી દીધું કે - સીતા અને સાવિત્રીને દફનાવી દો, તેમણે અમારો કયો ઉપકાર કર્યો છે? તેમણે કહ્યું –

"Sita could have done better than meekly allow her husband to persist in his foolish decision to go to the forest... And I think Savitri could have better employed her time and energy than running after Yama to fetch her husband's soul."

"રામે વનમાં જવાનો જે મૂર્ખામીભર્યો નિર્ણય કર્યો હતો તેનો સીતાએ વિરોધ કરવો જોઈતો હતો અને રામ વડે એ નિર્ણયનો અમલ કરવા બાબતે તેણે ચૂપ રહેવું જોઈતું ન હતું; અને મારી સમજ પ્રમાણે સાવિત્રી પણ પતિને પુનર્જીવિત કરવા માટે યમ પાછળ જવા કરતાં પોતાનાં સમય અને શક્તિનો કોઈ સારા કામમાં ઉપયોગ કરી શકતી હતી !"

એટલું જ નહીં, તેમણે તો ત્યાં સુધી કહ્યું કે - "નિઃસંદેહ આ વાર્તાઓ સ્ત્રીઓના મનમાં એ વાત ઠસાવવા માટે જ ઘડી કાઢવામાં આવી છે કે પતિ વિના તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી અને આપણે એ ભાવના સામે લડવાનું છે. તેથી મારા મત પ્રમાણે સીતા અને સાવિત્રી જેવી પાગલ (opiates) સ્ત્રીઓથી, જેમની સાથે આપણને વારંવાર ઘસડવામાં આવે છે, તેમનાથી દેશના સર્વોત્તમ હિત માટે, વહેલી તકે આપણે આપણો છુટકારો મેળવવો જોઈએ." અને તે શા માટે ? તેઓ કહે છે - **"પતિની પૂજાને અમે ક્યારેય સાંખી નહીં લઈએ. અમને પતિ પરમાત્મા તરીકે કે પત્ની દેવી તરીકે સ્વીકાર્ય નથી."**

સ્વેચ્છાચારને જ આદર્શ માનનારી શિક્ષિત પુખ્તવયની સ્ત્રીઓની શી સ્થિતિ હોઈ શકે તે વિચારતાં જ હૃદય કંપી ઊઠે છે. પશ્ચિમના દેશોમાં તો આમ બનતું હતું, પરંતુ હવે અહીં પણ એવું જ બનવા લાગ્યું, આ જ આપણી ઉન્નતિ છે! આપણી જાગ્રતતા છે! તેથી આ વિષય ઉપર ગંભીરતાથી વિચાર કરવો જોઈએ અને પ્રગતિના નામે આ આગળ વધતા પતનના પ્રવાહને રોકવાનો પ્રયત્ન કરવો જોઈએ.



## સંતતિનિરોધ

વર્તમાન સમયમાં કેટલાંક કારણોસર સંતતિનિરોધનો પ્રશ્ન છેડાયો છે, જે કેટલીક દૃષ્ટિએ જરૂરી પણ જણાય છે. એ સાચું છે કે ભારત જેવા ગરીબ દેશમાં આ ભારે મોંઘવારીના સમયમાં વધુ સંતાનો માતા-પિતા માટે મોટા દુઃખનું કારણ બને છે; અને સંતતિ-નિરોધ અર્થાત્ સંતતિ-સીમિતતાને જરૂર લાભપ્રદ માની શકાય. પરંતુ થાય શું? આ તો વિધિનું વિધાન છે; પૂર્વકર્મ પણ કોઈ વસ્તુ છે, તેનું ફળ એમ કાંઈ સરળતાથી ટાળી શકાતું નથી. જે જીવનો જ્યાં જન્મ લખાયેલો છે ત્યાં થશે જ – આ સિદ્ધાંત છે; પરંતુ જો કોઈ તેને ના પણ માને તો **સંતતિનિરોધનો સૌથી સારો ઉપાય એકમાત્ર ઈન્દ્રિયસંયમ છે.** સંતતિનિરોધની જરૂરિયાત અને સાધનો બતાવનારી મિસ સેંગર જેવી વિદેશી સ્ત્રીના સદ્‌ભાવોનો અનાદર ન કરીએ તો-પણ એ તો કહેવું જ પડે છે કે તેમણે બતાવેલાં સાધનો ભારતીય સંસ્કૃતિ અનુસાર નીતિ, સદાચાર અને ધર્મ - બધી દૃષ્ટિએ માત્ર નુકસાનકારક જ નહીં, પરંતુ પાપપૂર્ણ પણ છે. આ પ્રકારની સંતતિનિરોધની પ્રણાલીમાં વ્યભિચારની વૃદ્ધિ અને કામવાસનાની નિષ્કંટક ચરિતાર્થતાની જ સંભાવના પ્રત્યક્ષરૂપે રહેલી છે. મહાત્મા ગાંધીએ એક લેખમાં લખ્યું હતું – ‘‘આ કૃત્રિમ સાધનોથી એવાં એવાં ખરાબ પરિણામ આવ્યાં છે, જેની જાણ બહુ થોડાને છે. ભણતાં છોકરા-છોકરીઓના ગુપ્ત વ્યભિચારે કેવું તોફાન મચાવ્યું છે તે હું

જાણું છું ××××. હું જાણું છું - શાળાઓમાં, કૉલેજોમાં એવી અપરિણીત યુવાન છોકરીઓ પણ છે, જેઓ પોતાના ભણતરની સાથે કૃત્રિમ સંતતિ-નિગ્રહનું સાહિત્ય અને સામયિકો બહુ રસપૂર્વક વાંચે છે અને કૃત્રિમ સાધનોને પોતાની પાસે રાખે છે. આ સાધનોને પરિણીત સ્ત્રીઓ માટે જ મર્યાદિત રાખવાં એ અશક્ય છે અને લગ્નની પવિત્રતા તો ત્યારે જ લુપ્ત થઈ જાય છે કે જ્યારે લગ્નના સ્વાભાવિક પરિણામરૂપ સંતાન-ઉત્પત્તિ સિવાય મહદ્દંશે પોતાની પાશવિક વિષય-વાસનાના સંતોષને જ સૌથી વધુ ઉપયોગી માની લેવાય છે."

આનાથી એ સાબિત થઈ જાય છે કે મનુષ્યોના હૃદયમાં કૃત્રિમ સંતતિનિગ્રહના આ આંદોલનથી પવિત્રતાને બદલે કેવી રીતે ઘૃણાજનક પાશવિક વાસનાનું આધિપત્ય થઈ રહ્યું છે અને કેવી રીતે આપણાં અપરિપકવ બુદ્ધિનાં છોકરા-છોકરીઓ તેનાં શિકાર બનીને પોતાનો સર્વનાશ કરી રહ્યાં છે.

સંતતિનિરોધ માટે સંયમની જરૂર છે. એક પ્રસવથી બીજા પ્રસવ વચ્ચે પાંચ વર્ષનો સમયગાળો રહે તો સંતતિનિરોધ આપોઆપ થઈ જશે.



## હિન્દુ-લગ્નની વિશેષતા

આર્ય-સંસ્કૃતિમાં લગ્ન એક પવિત્ર સંસ્કાર છે. પુરુષ અને સ્ત્રીની બળવાન ઇન્દ્રિય-લાલસાને સંયમિત કરીને – પ્રવૃત્તિમાં જ નિવૃત્તિનો ભાવ રાખીને, જીવનને પ્રભુ પ્રત્યે જોડવા માટે જ આ સંસ્કાર છે. અન્ય અનેક ધર્મોમાં લગ્ન એ એક પ્રકારનો સોદો-કરારનામું (contract) છે, તેથી તેની કાયદાકીય નોંધણી જરૂરી હોય છે; અને તે કરારને તોડવામાં તમે ચાહો ત્યારે તોડી શકાય છે કે જેવી રીતે કોઈ વેપારધંધાના બે ભાગીદારો કંઈક અણબનાવ થતાં ગમે ત્યારે જુદા થઈ શકે છે. પરંતુ હિન્દુ-લગ્ન એવાં નથી, તે ધાર્મિક કાર્ય છે, આધ્યાત્મિક સાધના છે કે જેમાં નથી નોંધણીની જરૂર કે નથી ક્યારેય તૂટવાનો પ્રશ્ન. તેમાં શાસ્ત્રસંમત ઉપભોગ છે, પિતૃ-ઋણની મુક્તિ માટે સચ્ચરિત્ર પુત્રની ઉત્પત્તિ છે અને યજ્ઞ-દાન-પુણ્ય વગેરે દ્વારા તથા પિતૃતર્પણ-શ્રાદ્ધ વગેરે સત્કર્મો દ્વારા શુભ ધર્મનો સંચય છે અને સંયમપૂર્ણ સાધના દ્વારા પ્રભુપ્રાપ્તિનો પરમ લાભ પ્રાપ્ત કરવાનો છે. તેથી હિન્દુ સ્ત્રી-પુરુષનો આ પવિત્ર સંબંધ માત્ર જીવનપર્યંત જ નહીં, મૃત્યુ પછી પણ રહે છે. આપણી લગ્ન માટેની વૈદિક વિધિ એવી છે કે તેનાથી બંને મળીને એક-બીજાનાં અર્ધાંગ બની જાય છે અને બંનેય ત્યાગપૂર્વક જીવનને પ્રેમમય બનાવીને પરસ્પરને સુખ આપતાં રહે છે. બંનેનું સુખ મળીને જ એકનું સુખ થાય છે. સ્ત્રી પતિની 'અર્ધાંગિની' અને ઘરની 'સામ્રાજ્ઞી' બને છે. હંમેશાં બંનેનો સાથ

છે – બંનેનો સંકોચરહિત વ્યવહાર છે, પરંતુ તે માલિક અને ગુલામના વ્યવહાર જેવો નથી, તે તો છે અભિન્ન આત્મા જેવો. શરીર જાણે બે છે, આત્મા એક જ છે. આચરણમાં ક્યાંક મિત્ર-ભાવ છે. ક્યાંક સ્વામી-સેવક ભાવ છે, ક્યાંક પ્રિયા-પ્રિયતમ ભાવ છે તો ક્યાંક માતા-પુત્ર જેવો ભાવ પણ છે, પરંતુ સર્વત્ર છે - માત્ર એકાત્મભાવ. આ એકાત્મભાવ જ હિન્દુ-લગ્નની વિશેષતા છે.



## લગ્ન-વિચ્છેદ (છૂટાછેડા)

આજકાલ કેટલાક લોકો એવો પ્રયત્ન કરી રહ્યા છે કે હિન્દુ સ્ત્રીને કાયદા દ્વારા લગ્ન-વિચ્છેદનો અધિકાર મળે. જે લોકો આ સમયે હિન્દુ-લગ્ન સંબંધી નવા કાયદા ઘડવા ઇચ્છે છે તેમના ઇરાદા માટે શંકાનું કોઈ કારણ નથી. જ્યાં સુધી અમારું અનુમાન અને અમારી જાણકારી છે ત્યાં સુધી એવું કહી શકાય કે એ સજ્જનો ખરેખર ભારતીય હિન્દુ સ્ત્રીના કલ્યાણ માટે જ આ પ્રકારનો પ્રયત્ન કરી રહ્યા છે. તેમની સામે જે પ્રસંગો આવ્યા છે અને આવી રહ્યા છે તેના કારણે તેમના મનમાં એ વાત ઠસી ગઈ છે કે કાયદામાં પરિવર્તન કર્યા વિના, હિન્દુ સ્ત્રીઓ પર થઈ રહેલા સામાજિક અત્યાચારોનો અંત આવશે નહીં. આવું વિચારનારા સજ્જનો એવું કહે છે; અને તેમના દૃષ્ટિકોણથી તેમનું એવું કહેવું યોગ્ય છે કે – આદર્શવાદ ઊંચી વસ્તુ છે, પરંતુ તેનો પ્રયોગ આ યુગમાં શક્ય નથી. વળી, આદર્શવાદનો પ્રયોગ માત્ર સ્ત્રી-જાતિ માટે જ કેમ ? પુરુષો માટે કેમ નહીં ? પુરુષ ભલેને ગમે તેટલા અનાચાર, સ્વેચ્છાચાર, વ્યભિચાર અને અત્યાચાર કરે, તો તેનો કોઈ વાંધો નહીં, તેઓ સર્વથા સ્વતંત્ર છે, પરંતુ બધા નિયમો, બધાં બંધનો માત્ર સ્ત્રી માટે જ હોય? – આ ચાલી શકે નહીં. ઊંચા આદર્શોના બૂમબરાડાઓથી કામ નહિ ચાલે. આ રીતે બૂમરાણ મચાવનારાઓમાંથી એવા કેટલાક છે કે જેઓ સ્વયં આદર્શનું રક્ષણ કરે છે; અને આ

યુગમાં પ્રાચીન આદર્શ અનુસાર ચાલવું શક્ય પણ નથી. યુગધર્મ અનુસાર પરિવર્તન કરવું જ પડશે. જૂના નિયમોને વળગી રહેવું એ તો ગાંડપણ છે વગેરે.

એમાં શંકા નથી કે ક્યાંક-ક્યાંક પુરુષો દ્વારા પોતાના ઘરની સ્ત્રીઓ પ્રત્યે તથા વિધવા બહેનો પ્રત્યે એવા અમાનુષી અત્યાચારો થાય છે કે જેમને જોઈ-સાંભળીને સહૃદય પુરુષનું મન પ્રાચીન પ્રથા પ્રત્યે વિદ્રોહ કરી ઊઠે છે અને તે સ્વાભાવિક જ હરકોઈ ઉપાય કરીને એવા અત્યાચારોને રોકવાનો પ્રયત્ન કરે છે, પરંતુ આ પ્રકારે સુધારણા કરવાની વાસ્તવિક ઈચ્છા હોવા છતાં તે સજ્જનો એવું નથી વિચારતા કે આ સમયમાં કેટલાક લોકો અસત્ય બોલે છે અને તેમાં સુવિધાનો અનુભવ કરે છે, તો તેનાથી એવું ના કહેવાય કે અસત્ય બોલવું એ યોગ્ય જ છે, સત્યને છોડી દેવું જોઈએ, બલકે એમ કહેવું ઉચિત હશે કે સત્ય-ભાષણ અને સત્ય-પાલનમાં યુગના પ્રભાવથી અથવા આપણી કમજોરીના કારણે જે મુશ્કેલીઓ ઊભી થઈ છે તેમને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. વાસ્તવમાં આ જ સુધારો છે. કેટલાક લોકો આદર્શનું રક્ષણ નથી કરતા, તેથી આદર્શના ત્યાગનો આદેશ ન આપતાં, આદર્શને સર્વથા છોડી દેવાનો પ્રયત્ન નહીં કરતાં, જે લોકો આદર્શનું રક્ષણ નથી કરી શકતા તેમના માટે, તેઓ રક્ષણ કરી શકે તેવી મનોવૃત્તિ અને પરિસ્થિતિ સર્જવી - બધી અડચણોને દૂર કરવી એ જ કર્તવ્ય છે.

પરંતુ આવું નહીં કરતાં, એક આંખ ફૂટી ગઈ છે તો બીજી પણ ફોડી નાખો – એ નીતિ પ્રમાણે કેટલાક લોકો આદર્શનું રક્ષણ કરતા નથી તેથી જેઓ કરી રહ્યા છે તેમને માટે પણ એ કામ (આદર્શના રક્ષણનું કામ) બંધ કરાવી દો – આદર્શને પડતો જ

મૂકો – એમ કહેવું વાસ્તવમાં પ્રમાદ છે. તેમ છતાં એવું કહેવાઈ રહ્યું છે તેનું કારણ કોઈના ઈરાદાનો દોષ નથી. તેમાં મુખ્ય કારણ છે – અર્વાચીન સભ્યતાનો પ્રભાવ તથા વિદેશી આદર્શ અપનાવીને ઘડાયેલું આધુનિક શિક્ષણ. તેનું પરિણામ એ આવ્યું છે કે આપણી પોતાની સંસ્કૃતિ પ્રત્યે અને પ્રાચીન પ્રથાઓ પ્રત્યે આપણી દોષ-બુદ્ધિ દૃઢમૂળ બની ગઈ છે. તેથી જ હિન્દુસ્તાનનું સાચા હૃદયથી કલ્યાણ ઈચ્છનારા ઉચ્ચ સ્થિતિના મહાનુભાવો પણ આ વિચારધારાને કારણે વાતવાતમાં વિદેશી સંસ્કૃતિનાં વખાણ કરે છે અને પોતાની સંસ્કૃતિની નિંદા. ખરેખર તો આજે આપણી સભ્યતામાં આપણી અશ્રદ્ધા અને અનાસ્થા તથા પશ્ચિમની સંસ્કૃતિમાં આપણી શ્રદ્ધા અને આસ્થા એટલાં વધી ગયાં છે કે આજે ત્યાંના (પશ્ચિમના) અવગુણોને પણ આપણે ગુણ સમજીને સ્વીકારવા આતુર છીએ. આપણને આપણા પોતાના ઉપર એટલી નફરત થઈ ગઈ છે કે આપણી પ્રત્યેક પ્રાચીન પ્રથામાં આપણને તીવ્ર દુર્ગંધ આવવા લાગી છે, આપણે તેની સામે નાકનું ટેરવું ચડાવવા માંડ્યું છે; અને આ તરફ આપણી માનસિક ગુલામી એટલી વધી ગઈ છે કે બીજા લોકો જેને દોષ માનીને તેમાંથી મુક્ત થવા માટે તરફડી રહ્યા છે તેને જ આપણે ગુણ માનીને તેને ભેટવા તલપાપડ થઈ રહ્યા છીએ. તેથી આજનો પ્રગતિશીલ ભારતીય યુવાન પરદેશી સભ્યતાની નિંદા કરતો હોવા છતાં પર-પદ-અનુગામી, પર-અનુકરણ-પરાયણ પર-ભાવ-આપન્ન અને પર-મસ્તિષ્ક સામે નતમસ્તક થઈને ઉન્નતિ અને વિકાસના નામે પોતાને ભારે વિનાશકારી આગમાં હોમી રહ્યો છે.

પાશ્ચાત્ય જગતના મહાનુભાવો સમાજનું અધઃપતન થતું જોઈને જે વસ્તુઓને સમાજમાંથી દૂર કરવા ઈચ્છે છે તેને આપણા શિક્ષિત પ્રગતિશીલ ભારતીયો અપનાવવા માટે બેચેન છે. થોડા સમય પહેલાં

ખ્રિસ્તી–જગતના ધર્માચાર્ય રોમના પોપે કહ્યું હતું – 'યુરોપમાં છૂટાછેડાની સંખ્યા બહુ ઝડપથી વધી રહી છે, વિદ્યાર્થીઓની ઈશ્વર પ્રત્યેની આસ્થા ઓછી થઈ રહી છે અને અશ્લીલ નાટકોનો પ્રચાર વધી રહ્યો છે એ ઘણી ખરાબ વાત છે.' સુધારાવાદીઓના નક્કારખાના સામે બિચારા પોપની આ તીતૂડીનો ક્ષીણ અવાજ કોઈના કાને કેમ સંભળાય?

લગ્ન-વિચ્છેદની આલોચના કરતાં વિદુષી અંગ્રેજ મહિલા શ્રીમતી એન. મૅક્ટિસ, એમ.એ. એ લખ્યું છે –

'પ્રત્યેક યુગમાં સ્ત્રી-પુરુષના જીવનના મુખ્ય બે આધાર રહ્યા છે, એક લગ્ન અને બીજું ઘર. વર્તમાન યુગમાં આ બંનેય આધારો છૂટાછેડા નામના અમંગલકારી પ્રેતના પ્રભાવથી અંધકારગ્રસ્ત થઈ ગયા છે. આ પ્રેતે સ્ત્રી-પુરુષોનાં હૃદયોને ભયથી ભરી દીધાં છે. છૂટાછેડાથી સમાજનો સર્વનાશ થાય છે અને તે સમાજકલ્યાણ માટે સર્વથા પ્રતિકૂળ છે એ વાતને અનેક દલીલોથી સિદ્ધ કરી શકાય છે. તેમાં એક દલીલ એ છે કે છૂટાછેડાથી ઘર ભાંગે છે અને કુટુંબ નષ્ટ થઈ જાય છે. લગ્નનો મુખ્ય ઉદ્દેશ્ય સંતાનની ઉત્પત્તિ છે. આ ઉદ્દેશ્યને સિદ્ધ કરવા કૌટુંબિક બંધનની જરૂર છે. જો પતિ-પત્ની મૃત્યુ સુધી એક-બીજા પ્રત્યે પૂરો વિશ્વાસ રાખી દાંપત્ય-બંધનને દૃઢ બનાવે નહીં તો ઉપર્યુક્ત ઉદ્દેશ્યની સિદ્ધિ થઈ શકતી નથી.'

આજકાલ સ્વતંત્ર પ્રેમ (Free Love)ની નવી પ્રથા ચાલી છે. તે મુજબ આધુનિક સ્ત્રી-પુરુષ લગ્ન-બંધનને શિથિલ કરીને 'કામજન્ય પ્રેમ'ના સ્વાભાવિક અધિકારની નિર્બંધ (મુક્ત) સ્થાપના કરવા ઇચ્છે છે. આ નવી વ્યવસ્થાના ફળસ્વરૂપે મનુષ્યની વંશવૃદ્ધિ તો થતી રહેશે, પરંતુ તે ચાલશે બિલકુલ સ્વતંત્ર પદ્ધતિથી. પિતૃત્વ

અને માતૃત્વની ભાવનાનો લોપ થશે અને બાળકોનું વૃંદ જીવ-જંતુની જેમ ઊછરશે. માનવ તથા પશુ સમાન થઈ જશે. મનુષ્યોમાં નહીં રહે વ્યક્તિત્વ અને નહીં રહે કોઈ ઉદ્દેશ્યની વિશિષ્ટતા પણ.

ડૉક્ટર ડેનેવલ મહાશયે લખ્યું હતું – 'આપણી સમજ પ્રમાણે લગ્નનો અર્થ છે જવાબદારીનું વહન અથવા બંધન. તેમાં બિનજવાબદારી કે નિર્બાધ સ્વતંત્રતાનો કોઈ સંકેત અમે જોતા નથી. બંધ ઘર મુશ્કેલીરહિત અને શાંતિમય હોય છે. બારણું ખુલ્લું રહેવાથી તેમાં ચોર-ડાકૂ આવી શકે છે અને બીજી પણ જાત-જાતની ઉપાધિઓ આવીને ઘરની શાંતિનો ભંગ કરી શકે છે. આ બંધન એક સુખ છે. જે ઘરનો દરવાજો ખુલ્લો છે તે ઘર નથી, તે તો ધર્મશાળા છે.'

'લગ્નની સાથે જ જો લગ્ન-વિચ્છેદનો માર્ગ મોકળો રાખવામાં આવે તો સ્ત્રી-પુરુષ બંનેની કોઈ વિશિષ્ટતા રહેશે નહીં; અને પછી તો લગ્ન અને છૂટાછેડા તથા દરરોજ નવાં નવાં દંપતીઓનું નિર્માણ – આવો ખેલ ચાલતો રહેશે.....'

પાશ્ચાત્ય સમાજમાં લગ્ન એ એક પ્રકારનું કરારનામું (contract) હોવા છતાં તેમાં સ્પષ્ટ નિર્દેશ હોય છે કે આ સંબંધ મૃત્યુપર્યંતનો છે – 'till breath us do part.' જો શરૂઆતથી જ પતિ-પત્નીના મનમાં એવો ભાવ જાગ્રત રહેશે કે જ્યારે ઇચ્છો ત્યારે મિલન તૂટી શકે છે, તો શરીર-મનને શુદ્ધ રાખવાનું ઘણું મુશ્કેલ થશે. પછી તો, પ્રેમ-સ્નેહની મર્યાદા જ રહેશે નહીં અને પછી તો કોણ કોનાં સંતાનોને ઉછેરશે ?.... લગ્ન-વિચ્છેદની વાત સાથે જ પુનર્લગ્નની વાત પણ મનમાં આવી જ જાય છે. આ પુનર્લગ્નની, પછી ભલે પોતાનો દેહ સમર્પિત કરી દેવાની કલ્પના સામે જો

સંસ્કૃત (cultured) નારીના મનમાં વિદ્રોહ થયો નહીં, તો પછી મનની આ સંસ્કૃતિનું ગૌરવ જ ક્યાં રહ્યું? પછી તો લગ્ન કાયદા-માન્ય એક રખાત રાખવાનું સ્વરૂપ (Legalized form of concubinage) જ બની રહેશે.

પ્રેમ અને વાસનામાં ઘણો તફાવત છે. પ્રેમમાં ત્યાગ છે, ઉત્સર્ગ છે, બલિદાન છે. મનુષ્ય-જીવનની પૂર્ણ સિદ્ધિ પ્રેમથી જ થાય છે. પ્રેમ ત્યાગસ્વરૂપ ઉત્સર્ગપરાયણ છે; જ્યારે કામ વિષયલોલુપ છે, ભોગપરાયણ છે. જ્યાં માત્ર પોતાના ઇન્દ્રિય-સુખની ઇચ્છા છે ત્યાં 'કામ' છે, ભલેને તેનું નામ પ્રેમ હોય. વાસ્તવમાં તેમાં પ્રેમને સ્થાન જ નથી. પશુમાં પ્રેમ હોતો નથી, તેથી તેમનું દાંપત્ય ક્ષણિક ભોગ-વિલાસની પૂર્તિમાં જ સમાપ્ત થઈ જાય છે. તેથી જ કામને 'પાશવિક વૃત્તિ' કહે છે. મનુષ્યમાં પ્રેમ છે, તેથી તેનામાં ક્ષણિક લાલસા-પૂર્તિ નથી. તે નિત્ય છે, શાશ્વત છે. લગ્ન એ ઉત્સર્ગ અને પ્રેમનું મૂર્તિમંત સ્વરૂપ છે, તેથી લગ્ન-બંધન પણ નિત્ય અને અતૂટ છે. જ્યાં લગ્ન-વિચ્છેદની વાત છે ત્યાં તો મનુષ્યના પશુત્વનું સૂચન છે. લગ્નમાં જ્યારે વિચ્છેદની શક્યતા ઊભી થાય છે ત્યારે પુરુષ-સ્ત્રીનો પવિત્ર અને મધુર સંબંધ અત્યંત અધમ થઈ જાય છે. પછી તો મનુષ્ય અને પશુમાં કોઈ તફાવત જ રહેતો નથી. લગ્ન-વિચ્છેદનો રિવાજ અપનાવવો એ તો માનવતાને મારીને કૂતરા-કૂતરીના રૂપમાં પલટાઈ જવા જેવું છે.

હિન્દુ-લગ્ન બીજી જાતિઓની જેમ કોઈ કરારનામું નથી, પવિત્ર ધાર્મિક સંસ્કાર છે, એક મહાયજ્ઞ છે, તેમાં સ્વાર્થની આહુતિ છે અને નિષ્કામ કર્મસિદ્ધિ અથવા મોક્ષ તેનું પરમ ધન છે. યજ્ઞના પવિત્ર અગ્નિથી તેની શરૂઆત થાય છે, પરંતુ સ્મશાનની ચિતાનો

અગ્નિ પણ આ બંધનને તોડી શકતો નથી. ત્યાગ દ્વારા પ્રેમની પવિત્રતાનું સંરક્ષણ કરવું અને પ્રેમને ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિ ઉપર લઈ જવો એ લગ્નનો મહાન ઉદ્દેશ્ય છે. પ્રેમ, સ્નેહ, પ્રીતિ, અનુરાગ, મૈત્રી, મુદિતા, કરુણા વગેરે પવિત્ર અને મધુર ભાવો માનવ-જીવનની પરમ લોભામણી સંપત્તિ છે. આ પરમ સંપત્તિનું રક્ષણ થાય છે ત્યાગ, ક્ષમા, સહનશીલતા, ધીરજ, સેવા વગેરે સદ્‌વૃત્તિઓ દ્વારા; અને તેનાથી ભાવનાઓનો વિકાસ પણ થાય છે.

હિન્દુ-લગ્ન-સંસ્કારમાં પતિ-પત્નીની એક ચોક્કસ ભાવના હોય છે કે આપણો આ સંબંધ સર્વથા અતૂટ છે. જન્મજન્માંતરમાં પણ એ ક્યારેય તૂટી શકતો નથી. એવી જ પ્રાર્થના અને ઇચ્છા પણ કરવામાં આવે છે. તેથી ક્યારેક કોઈ કારણસર જો કોઈ વાતમાં પરસ્પર મતભેદ થઈ જાય છે અથવા અંદરોઅંદર ઝઘડો પણ થઈ જાય છે તો તે ઝાઝો સમય રહેતો નથી. ત્યાગ, ક્ષમા, સહનશીલતા, ધીરજ વગેરે વૃત્તિઓ બંનેનાં મનને તરત જ સુધારીને ઝઘડો શાંત કરાવી દે છે, તેથી પ્રેમ અખંડ રહ્યા કરે છે. જીવનમાં દુ:ખના દિવસો લાંબો સમય સ્થાયી નથી હોતા, કારણ કે પતિ-પત્ની બંનેને એકબીજા સાથે મેળ કરવાની ઇચ્છા થઈ જાય છે. ‘અમે બંને આજીવન સંગી છીએ’ એવી ભાવના અત્યંત દૃઢ હોવાથી પારસ્પરિક વિશ્વાસ અને પ્રેમ કેન્દ્રીભૂત થઈ જાય છે; અને કોઈ રીતે કોઈ કારણસર સામાન્ય ઉત્તેજના, જુસ્સો, ક્રોધ અથવા અવિશ્વાસ ઊભો થવાથી એકાએક એવું કોઈ કાર્ય લગભગ બનતું નથી કે જેનાથી સંબંધ તૂટી જાય.

ઉત્તેજના, જુસ્સો, ગુસ્સો વગેરે ક્રિયાઓ જો તે જ સમયે થતી નથી, વચ્ચે થોડો સમય મળી જાય છે તો પછી તેમનું બળ ક્ષીણ થઈ જાય છે; જેટલી પણ વાર થાય છે તેટલો જ તેમનો આવેગ

ઘટે છે. કેટલાક સમય પછી તો તેમનો સર્વથા નાશ થાય છે. પરંતુ જો વિચ્છેદનો દરવાજો ખુલ્લો હોય તો, જ્યારે જુસ્સો આવે અને જુસ્સાના બળથી ભાન ભુલાય ત્યારે સંબંધ તૂટી જાય છે - છૂટાછેડા થઈ જાય છે. તેથી અમેરિકા જેવા દેશમાં દર વર્ષે લગભગ સાત-આઠ લાખ છૂટાછેડાના કિસ્સા બને છે અને ઉત્તરોત્તર તેમની સંખ્યા વધી રહી છે. રશિયામાં તો આજે લગ્ન, કાલે છૂટાછેડા – એવો ખેલ ભજવાઈ રહ્યો છે. આપણે ત્યાં લગ્ન-બંધનને કારણે સ્ત્રી-પુરુષો કૌટુંબિક જીવનમાં એટલાં બંધાઈ જાય છે કે ક્યારેક ક્ષણિક ઉત્તેજનાને કારણે જુદા થવાની ઇચ્છા થાય છે તો તેમ સરળતાથી બનતું નથી. તેનાથી કૌટુંબિક સંગઠન તૂટતું નથી.

સાથે સાથે લગ્ન થતાં જ પતિ-પત્ની બંને માટે એ નિશ્ચિત થઈ જાય છે કે આ મારો પતિ છે અને આ મારી પત્ની છે, અમારા બંનેનો આ પ્રેમમય પવિત્ર સંબંધ નિત્ય અને અતૂટ છે અને ત્યારે બંનેનાં મન કેન્દ્રિત બની જાય છે. તેથી તેમનાં મન બીજા કોઈ પ્રત્યે જવાની સંભાવના જ રહેતી નથી. કોઈ ગમે તેટલું સુંદર, આકર્ષક અને ગુણવાન, સ્ત્રી કે પુરુષ કેમ ના હોય, પણ 'તેનું આપણે શું કામ?' – એ ભાવ દૃઢ રહે છે. આવી સ્થિતિમાં સ્ત્રી અને પુરુષના મિલનની વાત તો દૂર રહી, બલકે પર-સ્ત્રી અથવા પર-પુરુષના ચિંતનને તેમ જ તેમને કામલોલુપ દૃષ્ટિથી એક વાર જોઈ લેવાય તેને પણ મોટું પાપ મનાય છે તથા મોટે ભાગે ભલાં સ્ત્રી-પુરુષ આ પાપથી બચવાનો પ્રયત્ન પણ કરતાં રહે છે. પાશ્ચાત્ય દેશોમાં આવું નથી. ત્યાં વ્યભિચારની પરિભાષા ઘણી સીમિત છે. પુરુષ-સ્ત્રીના શારીરિક મિલનને તેઓ સ્વાધીનતા માને છે, વ્યભિચાર નહીં. તેથી આ સ્વાધીનતાનો ઉપભોગ કરવા તેઓ તત્પર રહે છે. આનું નામ તેમને ત્યાં 'સ્વતંત્ર પ્રેમ' (Free Love) છે. લગ્ન-

બંધનથી આ પાપમાં સ્વાભાવિક રુકાવટ થાય છે અને લગ્ન-વિચ્છેદથી આ પાપને પ્રોત્સાહન મળે છે. તેથી છૂટાછેડાનો કાયદો બનવાથી, અન્ય કારણ ન હોવા છતાં પણ લગ્ન-વિચ્છેદના ઘણા કિસ્સાઓ તો માત્ર આ નિમિત્તથી થવા લાગશે.*

---

* વિદેશોમાં વાસ્તવમાં આવું જ થઈ રહ્યું છે. કેટલાક સમય પહેલાં એક જાણીતા વકીલ મહાશયે 'સન્ડે ઍક્સપ્રેસ'ના પ્રતિનિધિને કહ્યું હતું કે, 'છૂટાછેડાની સંખ્યા વધવાનાં ઘણાં કારણોમાંનું એક મુખ્ય કારણ તો એ છે કે નવી નવી પરણેલી યુવતીઓ કૌટુંબિક જીવનને સુખી કરવાની જરા પણ ચિંતા કરતી નથી. તે નાની નાની વાતોમાં (સામાન્ય પહેરવેશ, ફેશન, મજાક, વ્યંગ-કટાક્ષ, સિગારેટ, બિસ્કીટ અને ચા-કૉફી જેવી બાબતોમાં) પોતાના પતિઓ સાથે ઝઘડી પડે છે.' વકીલ મહાશયે એ પણ કહ્યું કે, 'મારી પાસે છૂટાછેડાના વધુ કેસ યુવક-યુવતીઓના જ આવે છે, કે જેઓ ક્ષણિક ઉત્તેજનાને વશ થઈ ઉતાવળે લગ્ન કરી લે છે અને કેટલાક મહિના દરિયાકિનારે આનંદ-પ્રમોદ કરીને જીવનથી કંટાળી જઈ છૂટાછેડા લેવાનું વિચારવા લાગે છે. કેટલીક અદાલતોમાં સ્ત્રીઓનાં આંસુ સારવાનાં દૃશ્યો તો જોયાં જતાં નથી, પરંતુ તેમના મૌનમાં તેમની કરુણા બોલે છે.' આવું એ કારણે બને છે કે તેમનું આખું સુખ-સપનું કેટલાંક પખવાડિયાંની ઉજ્જ્વલ રાત્રિઓ પછી વિલાસ-પ્રિય પુરુષો દ્વારા તોડી નાખવામાં આવે છે. પરંતુ યુવતીઓ કરતાં પણ વધુ દયાજનક સ્થિતિ તો એ સ્ત્રીઓની હોય છે કે જેઓ પાકટ ઉંમરની હોય છે અને જેઓ અદાલતમાં એ સુંદર યુવતીઓ તરફ વેધક નજરે જોતી રહીને હીંબકાં ભરે છે કે જે યુવતીઓને કારણે તેમના પતિઓએ તેમનો ત્યાગ કરી દીધો છે. આવાં જ અભાગિયાં બાળકો એ છે કે જેમનો જન્મ એવાં માબાપથી થયો હોય છે કે જેઓ કાયદેસરનાં પતિ-પત્ની હોતાં નથી. આ જ રીતે છૂટાછેડાની સંખ્યા પણ ઘણી ઝડપથી વધતી રહી છે. લગ્ન અને લગ્નવિચ્છેદ એક રમતની જેમ થાય છે અને તૂટે છે, પશુઓ જેવો વ્યવહાર થઈ ગયો છે. આજે આપણે ભારતીયો પણ આને જ પ્રગતિ માનીએ છીએ અને તેવી જ ઇચ્છા કરવા લાગ્યાં છીએ. આનાથી મોટું દુર્ભાગ્ય બીજું શું હોઈ શકે?

પરણેલાં સ્ત્રી-પુરુષના પારસ્પરિક વ્યવહાર બાબતે આલોચના કરતાં શ્રીમતી રોબિન્સન કહે છે – 'ભાગીદારીના કારોબારમાં જેમ ભાગીદારો(Co-partners)એ એકબીજાને માનીને ચાલવું પડે છે – મોજ કે મનમાન્યું કરવાથી કારોબાર ચાલતો નથી તેવી જ રીતે પતિ-પત્નીની ભાગીદારીમાં પણ ઘરનો નિયમ છે. બંને પરસ્પર મળીને, સંપથી કામ કરશે તો ઘરનો વ્યવહાર સારી રીતે ચાલશે. લગ્નનો મુખ્ય ઉદ્દેશ્ય આ જ છે; કેમ કે આ સુમેળ ઉપર જ બંનેની સુખ-શાંતિ નિર્ભર છે. એકબીજાના દોષો કે ભૂલોને ક્ષમા- શીલતાની આંખે જોવાથી જ ભાગીદારી નભે છે, નહીં તો તેમનું છૂટા પડવું ચોક્કસ છે. આ સુમેળને જે પવિત્ર ભાવનાથી પોષણ મળે છે તેનું જ નામ છે પ્રેમ, પ્રીતિ કે અનુરાગ. મનમાન્યો સંતોષ કે સ્વેચ્છાચારના સુખને જ જીવનનો ઉદ્દેશ્ય બનાવી લેવાથી તો પરિણામે ક્ષોભ અને પશ્ચાત્તાપ જ મળશે. તેથી પતિ-પત્નીએ પરસ્પર એક-બીજાને ખમી લઈને વર્તવું જોઈએ, સ્વતંત્રતા કે સ્વેચ્છાચારને પ્રોત્સાહન આપવું જોઈએ નહીં.

આ સુમેળના ભાવોનું રક્ષણ જે પ્રેમ દ્વારા થાય છે તે લગ્નના પ્રેમની ઉત્પત્તિ જ લગ્ન-વિચ્છેદનો માર્ગ ખુલ્લો હોવાના કારણે અટકી જશે. પછી સુમેળ ક્યાંથી રહેશે? સુમેળ નહીં રહેવાથી છૂટાછેડાની સંખ્યા ક્રમશઃ વધશે જ. યુરોપમાં આ જ થઈ રહ્યું છે અને તેનાથી જ ત્યાંના સમાજમાં આજે અશાંતિ અને અનાચાર ઘર કરી ગયાં છે. લગ્ન-વિચ્છેદ થવાથી તથા સ્ત્રીનું બીજા પુરુષ સાથે અને પુરુષનું બીજી સ્ત્રી સાથે લગ્ન થવાથી પહેલાંનાં બાળકો અનાથ થઈ જશે. સ્ત્રીઓમાં માતૃત્વની મહાન ભાવના છે અને પુરુષમાં જે પિતૃત્વનો પવિત્ર ભાવ છે તે ક્રમશઃ નષ્ટ થઈ જશે. પછી તો બાળકોનું પોષણ રશિયાની જેમ રાજ્ય કરશે અથવા તેમની

દુર્દશા થશે.

અમેરિકાના ભૂતપૂર્વ પ્રેસિડેન્ટ રુઝવેલ્ટ મહાશયે પોતાની જીવનસ્મૃતિમાં કહ્યું છે – 'મારી ઉંમર એ સમયે દસ વર્ષની હતી. હું બીમાર હતો. પથારીમાં પડ્યો પડ્યો પુસ્તકમાં ચિત્રો જોયા કરતો. બાજુમાં બેઠેલી મા મને ચિત્રોના ભાવ સમજાવ્યા કરતી. મને બહુ સારું લાગતું. ઊંઘ ન આવે તો મારી મા મારા મોંમાં મોં નાખીને મને આશ્વાસન આપતી. પિતા અને માતા બંને મારી પાછળ લાગ્યાં રહેતાં. કેટલીયે વાર્તાઓ કહેતાં. વાર્તાઓ એટલે માતાપિતાનો સ્નેહ. એ સ્નેહે જ મારું બધું દુ:ખ દૂર કર્યું. જો આમ ન થયું હોત, જો મને - બીમારને પથારીમાં નાખી મૂક્યો હોત અને બે-ત્રણ નર્સો પર મારી જવાબદારી સોંપીને મારાં મા-બાપ બહાર ચાલ્યાં ગયાં હોત - પાર્ટીમાં, નાટકમાં, સાંધ્ય-ભોજનમાં અથવા રાજનૈતિક આલોચના સમિતિમાં– તો? એ વિચાર કરતાં જ હું થથરી જાઉં છું કે કોણ જાણે મારું શું થાત? તો તો પછી રુઝવેલ્ટના સાજા થવાની કોઈ આશા જ ન રહેત.'

માતૃત્વ અને પિતૃત્વની ભાવનાનો નાશ થવાથી સમાજની કેવી ભયાનક સ્થિતિ થઈ શકે છે તેની કલ્પનામાત્રથી હૃદય કંપી ઊઠે છે.

છૂટાછેડાનો કાયદો થશે તો તે માત્ર સ્ત્રી માટે જ નહિ હોય, પુરુષ માટે પણ હશે અને તેમ થવાથી વધુ નુકસાન સ્ત્રી-જાતિને જ થશે, કેમ કે ભારતમાં અત્યાર સુધી પુરુષ કરતાં સ્ત્રી-જાતિનું પતન બહુ ઓછું થયું છે. સ્ત્રીઓ પતિને છૂટાછેડા બહુ ઓછા આપશે – પુરુષો બહુ વધારે આપશે. તેથી કોઈ પણ દૃષ્ટિએ છૂટાછેડાનો કાયદો હિતકર નથી. તેમાં બધી જ રીતે નુકસાન જ નુકસાન છે. તેથી પ્રત્યેક સ્ત્રી-પુરુષે તેનો વિરોધ કરવો જોઈએ. પરંતુ ખેદની

વાત છે કે આજે ભારતનો શિક્ષિત નારી-સમાજ પતનને જ ઉત્થાન માનીને 'છૂટાછેડા'ના કાયદા માટે તલપાપડ થઈ રહ્યો છે.

હિન્દુ-શાસ્ત્ર મુજબ સતીત્વ એ પરમ પુણ્ય છે અને પર-પુરુષનો વિચારમાત્ર મહાપાપ છે. તેથી જ આજે આ વીતી ચૂકેલા જમાનામાં પણ સ્વેચ્છાપૂર્વક પતિના શબને ખોળામાં રાખીને આનંદ સહ પ્રાણ-ત્યાગ કરનારી સતીઓ હિન્દુ-સમાજમાં મળે છે. ભારતરાષ્ટ્રની સ્ત્રી-જાતિનું ગૌરવ તેના સતીત્વ અને માતૃત્વમાં જ છે. સ્ત્રી-જાતિનું આ ગૌરવ ભારતનું ગૌરવ છે. તેથી પ્રત્યેક ભારતીય નર-નારીએ આ ગૌરવનું રક્ષણ પ્રાણપ્રતિજ્ઞાપૂર્વક કરવું જોઈએ.



## વિધવા-જીવનને પવિત્ર રાખવાનું સાધન

વિધવાનું દુઃખ અકથ્ય છે, તેનું અનુમાન બીજું કોઈ પણ કરી શકે નહિ; પરંતુ એ પણ પરમ સિદ્ધ થયેલું છે કે વિધવાની કામવાસનાને જાગ્રત કરીને તેને કામોપભોગમાં લગાવવાથી, તેને વિષયસેવિકા બનાવવાથી, તેના પુનર્લગ્નની વ્યવસ્થા કરવાથી તેનું દુઃખ દૂર થતું નથી. દુઃખનું કારણ છે – આપણાં પોતાનાં કર્મ; અને ભવિષ્યમાં જો સુખ મેળવવું છે તો આપણે એવાં સંયમપૂર્ણ સત્કર્મ કરવાં જોઈએ કે જેમનું પરિણામ સુખ હોય. વિષયસેવનની સુવિધાનું પરિણામ સુખ નહીં હોય. સ્ત્રી વિધવા શા માટે થાય છે ? તેનું કારણ છે – સ્ત્રીના પૂર્વજન્મનાં કુકર્મો. જો અહીં પણ ફરી તે કુકર્મો કરશે તો તેનું ભવિષ્ય વધુ સંકટપૂર્ણ હશે. સતી અનસૂયાજીએ કહ્યું છે –

**बिनु श्रम नारि परम गति लहई। पतिब्रत धर्म छाड़ि छल गहई॥**
**पति प्रतिकूल जनम जहँ जाई। बिधवा होइ पाइ तरुनाई॥**

(રા.ચ.મા. અરણ્ય० ૪/૧૮-૧૯)

સ્કંદપુરાણમાં કહેવાયું છે –

**या नारी तु पतिं त्यक्त्वा मनोवाक्कायकर्मभिः॥**
**रहः करोति वै जारं गत्वा वा पुरुषान्तरम्।**
**तेन कर्मविपाकेन सा नारी विधवा भवेत्॥**

'જે સ્ત્રી પોતાના પતિને છોડીને મન, વચન, શરીર તથા કર્મથી વ્યભિચારી પુરુષનું સેવન કરે છે, બીજા પુરુષની પાસે જાય છે તે

એ કર્મના ફળસ્વરૂપે બીજા જન્મમાં વિધવા થાય છે.'

ત્યાં સુધી કે પાપોના કારણે પુરુષોએ પણ બીજા જન્મમાં સ્ત્રી-યોનિમાં જન્મ લઈને વિધવા થવું પડે છે –

**यः स्वनारीं परित्यज्य निर्दोषां कुलसम्भवाम्।**
**परदाररतो हि स्यादन्यां वा कुरुते स्त्रियम्॥**
**सोऽन्यजन्मनि देवेशि स्त्री भूत्वा विधवा भवेत्।**

(સ્કંદપુરાણ)

શ્રીશંકરજી ઉમાદેવીને કહે છે – 'દેવેશ્વરી ! જે પુરુષ પોતાની નિર્દોષ તથા કુલીન પત્નીને છોડીને પરસ્ત્રીમાં આસક્ત થાય છે અથવા બીજી સ્ત્રીને પત્ની બનાવે છે તે બીજા જન્મમાં સ્ત્રી-યોનિમાં જન્મ લઈને વિધવા થાય છે.'

આથી એ સિદ્ધ થાય છે કે વિધવાપણું પૂર્વકર્મના ફળસ્વરૂપે જ મળે છે. તેનો નાશ પવિત્ર કર્મ, તપસ્યા અથવા ભગવાનના ભજનથી જ થશે. પુનર્લગ્ન અથવા વિષય-સેવનથી આ દોષ દૂર થઈ શકતો નથી, બલકે તેનાથી તો દોષ અત્યધિક વધી જશે, કે જે બીજા જન્મમાં વિશેષ દુ:ખનું કારણ બનશે. મુક્તિ તો પ્રાપ્ત થશે જ નહિ, માનવ-જીવન ભવિષ્યનાં દુ:ખોની વિશાળ ભૂમિકા બની જશે. તેથી વિધવા સ્ત્રીને પતિના અભાવમાં તન્મયતાપૂર્વક પરમપતિ ભગવાનમાં મન જોડવાની આજ્ઞા થયેલી છે.

હિન્દુ-સ્ત્રીનું લગ્ન એ કોઈ સોદો નથી, કે જેને તોડી શકાય. તે તો હંમેશાં અતૂટ રહે છે. પતિના પરલોકગમન પછી પણ તે જેમનો તેમ કાયમ રહે છે.

આજે હિન્દુ-વિધવા પ્રત્યે સમાજમાં એક બાજુ ઉદાસીનતા અને બીજી બાજુ ઉત્સાહ દેખાય છે, તે બંનેય તેના માટે વાસ્તવમાં મોટી મુશ્કેલીરૂપ છે. એક બાજુ સમાજના પુરુષો વિધવાને વિવિધ રીતે દુ:ખ આપીને તેને ધર્મભ્રષ્ટ કરીને પથ-ભ્રષ્ટ કરે છે અને બીજી બાજુ તેના

ઉપર દયા બતાવીને તેને વાસનાની વિષવેલીનું સેવન કરવા ઉત્સાહિત કરીને પથભ્રષ્ટ કરે છે. એવી સ્થિતિમાં વિધવાનું જીવન દુઃખમય બની રહે એ સ્વાભાવિક છે અને દુઃખભર્યા નિસાસાથી સમાજનું અમંગલ થાય એ પણ ચોક્કસ છે. આ વિનાશથી સમાજને બચાવવો હોય તો વિધવા સાથે ખૂબ સુંદર, પવિત્ર અને આદર્શપૂર્ણ વ્યવહાર કરવો જોઈએ અને સાથે સાથે તેનું જીવન પવિત્ર સંન્યાસીના જીવન જેવું ત્યાગમય રહી શકે તેની વ્યવસ્થા થવી જોઈએ તથા તેનો પ્રચાર કરવો જોઈએ. વિધવા-જીવનને પવિત્ર તથા સુખી બનાવવાના કેટલાક ઉપાય આ છે –

(૧) વિધવા-જીવનના ગૌરવનું જ્ઞાન વિધવાને કરાવવું જોઈએ. વિધવાને હૃદયપૂર્વકની ખાતરી કરાવી દેવી જોઈએ કે વિધવા-જીવન ઘૃણાસ્પદ અને દુઃખમય નથી, પરંતુ તે પવિત્ર દૈવી જીવન છે, કે જેનાથી ભોગ-જીવનની સમાપ્તિની સાથે જ અત્યંત સુખની અને પરમાનંદની પ્રાપ્તિ કરાવનારા આધ્યાત્મિક જીવનનો આરંભ થાય છે. તેને સમજાવવું જોઈએ કે મનુષ્ય-જીવનનું લક્ષ્ય પ્રભુપ્રાપ્તિ છે. વિષયસેવનથી વિષયોમાં આસક્તિ-કામના વગેરે વધે છે, તેથી વિષયસેવન કરનારી સધવા (સૌભાગ્યવંતી) સ્ત્રીઓને પ્રભુ-પ્રાપ્તિની સાધનાનો જે સુઅવસર કોણ જાણે કેટલાયે જન્મો પછી મળી શકશે, તે તેને આ જન્મમાં અનાયાસ મળી ગયો છે. તેથી વાસ્તવમાં તે પુણ્યશાળી અને ભાગ્યવાન છે અને જેવી રીતે વિષય-વિરક્ત ત્યાગી-સંન્યાસી બધાં માટે પૂજ્ય, આદરણીય અને શ્રદ્ધેય હોય છે તેવી જ રીતે તે પણ પૂજનીય અને શ્રદ્ધાને પાત્ર છે. સુખ-દુઃખ કોઈ ઘટનામાં નથી, પરંતુ મનના અનુકૂળ તથા પ્રતિકૂળ ભાવોમાં છે. એક સંન્યાસી સ્વેચ્છાપૂર્વક વિષયોનો ત્યાગ કરીને નિવૃત્તિમય જીવન વિતાવે છે અને તેથી તેને સુખનો અનુભવ થાય છે; જ્યારે બીજી કોઈ વ્યક્તિ એક પુરુષને તેનું બધું ઝૂંટવીને તેને જબરદસ્તીથી ઘરમાંથી કાઢી મૂકે છે

તો તેને બહુ દુઃખ થાય છે. બંનેની વિષયહીનતાની બાહ્ય સ્થિતિ એકસરખી છે, છતાં એકને સુખ અને બીજાને દુઃખ કેમ થાય છે ? એટલા માટે કે એક આવી પડેલી સ્થિતિમાં અનુકૂળતાનો અનુભવ કરે છે, જ્યારે બીજો પ્રતિકૂળતાનો. સંસારીજન માટે કામિની-કંચન, વિષય-ભોગ વગેરે સુખરૂપ છે, જ્યારે તે જ વસ્તુઓ માનસિક ભાવો બદલાઈ જવાથી વિરક્ત સંન્યાસી માટે દુઃખરૂપ બની જાય છે. સંન્યાસી માટે જે ત્યાગ સુખરૂપ છે તે ત્યાગમાં સંસારીને દુઃખનો અનુભવ થાય છે. તેથી વિધવામાં એવો વિશ્વાસ પેદા કરવો જોઈએ કે વિધવાનું વિષય-રહિત જીવન તેના માટે પરમ ગૌરવની વસ્તુ છે તથા માનવ-જીવનના પરમ લક્ષ્ય પ્રભુપ્રાપ્તિનું તે શ્રેષ્ઠ સાધન છે; વૈધવ્યથી તેનું જીવન અનાદરણીય તથા કલંકમય નથી થઈ ગયું, પરંતુ આદરણીય અને ગૌરવમય થઈ ગયું છે; અને બધાંએ તેની સાથેનો વર્તાવ વાસ્તવમાં એવાં જ આદર, શ્રદ્ધા તથા પૂજ્યભાવ સાથે કરવો જોઈએ. તેનાથી વિધવા પોતાના જીવનમાં સુખનો અનુભવ કરશે, તેનું જીવન પવિત્ર તથા સંયમપૂર્ણ બની રહેશે.

(૨) વિધવા સાસરામાં હોય તો સાસુ-સસરાએ અને તે પિયરમાં હોય તો માતા-પિતાએ વિલાસક્રિયાનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ તથા પોતાના જીવનને સાદું-સરળ, સંયમપૂર્ણ, વાનપ્રસ્થ જેવું તપોમય બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેનાથી વિધવાને ખૂબ સંતોષ થશે, તેનું ધ્યાન વિષયો પ્રત્યે આકર્ષિત થશે નહિ અને તેને ધર્મચ્યુત થવાનો ભય પણ નહિ રહે. તેની સામે પરિવારજનોનો જે પવિત્ર આદર્શ રહેશે તે તેના કર્તવ્ય-પાલનમાં બળ અને ઉત્સાહનું પ્રદાન કરશે. કામ અઘરું છે, પરંતુ છે અત્યંત લાભદાયક અને અવશ્યપણે કરવા યોગ્ય.

સાથે સાથે ઘરનાં અન્ય જે તે સ્ત્રી-પુરુષોએ પણ વિષય-સંબંધ બહુ સાવધાનીપૂર્વક કરવો જોઈએ, કે જેથી વિધવાનું ધ્યાન એ તરફ જાય નહિ.

(૩) વિધવાનો ક્યારેય તિરસ્કાર કરવો જોઈએ નહિ. તેનું અપમાન કરવું જોઈએ નહિ. તેને કડવાંવેણ ક્યારેય કહેવાં જોઈએ નહિ. તેને ઘરની દેવી સમજવી જોઈએ. એવું માનવું જોઈએ કે તેનું સ્થાન સધવા માતા અને સાસુ કરતાં પણ ઊંચું છે. વિધવા કોઈ સત્કાર્ય, દાન, વ્રત-તહેવાર, ઉદ્યાપન વગેરે કરવા ઇચ્છે તો પોતાના ઘરની શક્તિ પ્રમાણે ખાસ ઉત્સાહ, ધન-ખર્ચ અને સહયોગ આપીને તેને તેમ કરવા દેવું જોઈએ. તેમાં જરા પણ કંજૂસાઈ કરવી જોઈએ નહિ. તેના દ્વારા સાત્ત્વિક કાયો વધુમાં વધુ થતાં રહેવાં જોઈએ, કે જેનાથી તેના મનને વિષય-ભોગ પ્રત્યે જવાનો પ્રસંગ જ મળે નહિ.

(૪) વિધવાના હૃદયની પ્રેમધારા પરિવારનાં તમામ બાળકો પ્રતિ વહેવા લાગે તે માટે તેને સારો મોકો, સગવડ તથા ઉત્સાહ આપવાં જોઈએ. તેનામાં પ્રેમ, પરોપકાર તથા સેવાવૃત્તિને આદર તથા ગૌરવ સાથે જાગ્રત કરવાં જોઈએ. તે ઘરમાં બધાં જ બાળકોની મા બની જાય તો તેને પોતાના જીવનને પવિત્રતાથી પસાર કરવામાં ઘણી મદદ મળી શકે.

(૫) વિધવાને તિરસ્કાર અથવા અપમાનના ભાવથી નહિ પરંતુ તેના સ્વરૂપના ગૌરવ માટે, સાદું જીવન વિતાવવા પ્રોત્સાહન આપવું જોઈએ. વિધવા સદાચારયુક્ત બને, ખાવા-પીવામાં સંયમ-નિયમ પાળે, તામસી-રાજસી વસ્તુઓનું ખાન-પાન-સેવન છોડી દે, દાગીના તથા રંગીન વસ્ત્રો પહેરે નહિ* (તેનાથી સ્વાભાવિક ઉત્તેજના થવાથી

* હારીતસંહિતામાં આવે છે –

**केशरञ्जनताम्बूलगन्धपुष्पादिसेवनम् ।**
**भूषणं रङ्गवस्त्रं च कांस्यपात्रेषु भोजनम् ॥**

વાળ રંગવા, પાન ખાવું, સુગંધ તથા પુષ્પાદિનું સેવન કરવું, દાગીના પહેરવા, રંગીન વસ્ત્રો પહેરવાં અને કાંસાના વાસણમાં ભોજન કરવું – આ બધાનો વિધવાએ ત્યાગ કરવો જોઈએ.

બ્રહ્મચર્યવ્રતને નુકસાન પહોંચે છે, એ વૈજ્ઞાનિક રહસ્ય છે), શરમરહિત થઈ આમ-તેમ ફરે નહિ, શારીરિક મહેનત જરૂરથી કરે, નાટક-સિનેમા ક્યારેય જુએ નહિ, બીભત્સ ચિત્રો અને પુસ્તકોનું અવલોકન કરે નહિ, અન્ય સ્ત્રીઓ સાથે પરસ્પર વિષયસંબંધી ચર્ચા કરે નહિ, પુરુષોના સંસર્ગથી હંમેશાં દૂર રહે, પુરુષોની સાથે એકલી રહે નહિ, કોઈ પણ પુરુષને ગુરુ બનાવીને તેનો ચરણસ્પર્શ, તેના અવયવોનો સ્પર્શ, પગ દબાવવા, એકાંતમાં તેની પાસે રહેવું વગેરેથી સાવધાનીપૂર્વક દૂર રહે - ભલેને તે ગમે તેટલો મોટો ભક્ત, મહાત્મા અથવા ત્યાગી-સંન્યાસી કેમ ના હોય. વિધવા સ્ત્રી એકમાત્ર ભગવાનને જ પરમ પતિ અને પરમ ગુરુ માને, રાત્રે ઓરડામાં એકલી અથવા બીજી સ્ત્રીઓ સાથે સૂએ, ઘરમાં બાળકો હોય તો એક-બે બાળકોને પોતાની પાસે અવશ્ય સુવાડે, શૃંગાર કરે નહિ, હંમેશાં ભગવાનના નામનો જપ, ઈષ્ટપૂજન, ગીતા-રામાયણ વગેરેના નિયમિત પાઠનો નિયમ રાખે, સારા ગ્રંથોનો સ્વાધ્યાય કરે અને શક્ય હોય તો તેમ જ શરીરને અનુકૂળ હોય તો ક્યારેક-ક્યારેક ચાંદ્રાયણ વગેરે વ્રત પણ કરે. કાયિક, વાચિક અને માનસિક તપનું આચરણ કરે.* સંન્યાસી તથા બ્રહ્મચારી

---

* શ્રીમદ્ભગવદ્ગીતાના સત્તરમા અધ્યાયમાં દર્શાવાયું છે –

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम्।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते॥
मन:प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते॥

(१७/१४-१६)

'દેવતા, બ્રાહ્મણ, ગુરુજન અને જ્ઞાની પુરુષોનું પૂજન તથા પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા – એ શારીરિક તપ કહેવાય છે.'

માટે સાત્ત્વિક ભોજન, મન-વાણીનો સંયમ અને સદાચાર અંગે જે નિયમો શાસ્ત્રોમાં વર્ણવેલા છે તેનું વિધવાદેવી પાલન કરે. આ રીતે સંયમિત જીવન રાખીને ભગવદ્ભજન, શાસ્ત્રચર્ચા, હરિકથા, વૈરાગ્ય, ત્યાગ તથા પાતિવ્રત્યનો મહિમા ગાતા ગ્રંથોનું પઠન-અધ્યયન, આધ્યાત્મિક શુભ ઉપદેશોનું શ્રવણ-મનન, ભગવાનના વિગ્રહની ઉપાસના – વગેરે કરવાથી વિધવાનું જીવન સાધનામય થઈ જશે. તેને અહીં સુખ-શાંતિ મળશે અને અંતે મુક્તિ.

(૬) બાળ-લગ્ન અને વૃદ્ધ-લગ્નની પ્રથા બંધ કરી દેવી જોઈએ. છોકરીઓનાં લગ્ન બહુ નાની ઉંમરમાં નહિ કરતાં પોત-પોતાના પ્રાંતની સ્થિતિ પ્રમાણે રજસ્વલા થાય એ પહેલાં કરવાં જોઈએ અને છોકરીઓમાં ધાર્મિક શિક્ષણનો પ્રસાર ચોક્કસ થવો જોઈએ, કે જેનાથી તેમના જીવનમાં સતીત્વનું ગૌરવ જાગ્રત થઈને કાયમ બની રહે.

(૭) વિધવાઓની ધન-સંપત્તિને દેવ-સંપત્તિ માનીને પ્રામાણિકતાથી તેનું સંરક્ષણ કરવું જોઈએ. વિધવાના હકને છીનવી લેવો તથા તેની સંપત્તિની લાલચ રાખવી અને તે ઝૂંટવી લેવી એ મહાપાપ છે.

વિધવા સ્ત્રીના સંબંધમાં મનુમહારાજ (મનુસ્મૃતિ : અધ્યાય પમાં) કહે છે –

**कामं तु क्षपयेद् देहं पुष्पमूलफलैः शुभैः।**
**न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य तु॥**

---

'ઉદ્વેગ નહિ કરનારું, પ્રિય, હિતકારી યથાર્થ ભાષણ તથા સ્વાધ્યાયનો અભ્યાસ – એ વાચિક તપ કહેવાય છે.'

'મનની પ્રસન્નતા, સૌમ્યતા, ઈશ્વરનું મનન, મનનો નિગ્રહ અને અંતઃકરણની યથાયોગ્ય શુદ્ધિ – એ માનસિક તપ કહેવાય છે.'

आसीतामरणात् क्षान्ता नियता ब्रह्मचारिणी।
यो धर्म एकपत्नीनां काङ्क्षन्ती तमनुत्तमम्॥
मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः॥

(૧૫૭-૧૫૮, ૧૬૦)

'પતિનું મૃત્યુ થતાં પવિત્ર પુષ્પ, ફળ અને કંદમૂળ વગેરેના અલ્પાહારથી શરીરને ક્ષીણ કરવું જોઈએ તથા વ્યભિચાર-બુદ્ધિથી પરપુરુષનું નામ પણ નહિ લેવું જોઈએ.'

'સાધ્વી સ્ત્રીએ એકમાત્ર પતિપરાયણ (સાવિત્રી વગેરે) સ્ત્રીઓના અતિ ઉત્તમ (પાતિવ્રત્ય) ધર્મને ઇચ્છતા રહીને વિધવા થયા પછી મનની ઈચ્છાઓને ત્યજી દેવી જોઈએ અને મૃત્યુપર્યન્ત નિયમોનું પાલન કરતી રહીને બ્રહ્મચર્યપૂર્વક રહેવું જોઈએ.'

'પતિના મૃત્યુ બાદ જે સાધ્વી સ્ત્રી બ્રહ્મચર્યનું પાલન કરે છે તે પુત્રરહિત હોવા છતાં, બ્રહ્મચારીઓની જેમ સ્વર્ગ (દિવ્ય) લોકમાં જાય છે.'

જે સ્ત્રીઓ આ પ્રકારે પોતાના ધર્મનું પાલન નહીં કરતાં ક્ષણિક વિષયસુખના લોભથી પોતાને ઇન્દ્રિયોની ગુલામ બનાવી દે છે તેમનું ભવિષ્ય બગડી જાય છે અને તેઓ ભારે દુઃખો ભોગવે છે. તેમનું જીવન અહીં તો દુઃખમય બની જ જાય છે, પરંતુ પરલોકમાં પણ તેમણે ભારે ક્લેશ ભોગવવા પડે છે. **તેઓ મહાપાપી છે કે જેઓ પવિત્ર વિધવાઓને સતીધર્મથી ભ્રષ્ટ કરીને પાપના કીચડમાં ફસાવે છે અને એ બિચારી અસહાય સ્ત્રીઓને દુઃખની જ્વાળાઓમાં બળવા માટે બાધ્ય બનાવે છે.**



## ભારતીય નારી અને રાજ્યશાસન

ભારતીય સાહિત્યના અનુશીલનથી જાણવા મળે છે કે મોટે ભાગે રાજકુળની સ્ત્રીઓ જ્ઞાન-વિજ્ઞાન અને લલિતકળામાં પ્રવીણ હોવાની સાથે સાથે રાજનીતિ અને યુદ્ધકળાનું પણ શિક્ષણ મેળવતી હતી. કાલિદાસના શબ્દોમાં, 'સ્ત્રી ગૃહિણી હોવા સાથે પતિની સચિવ પણ' હતી. આ સચિવ-કર્તવ્યનું કામ ત્યારે જ થઈ શકે કે જ્યારે તેને તમામ પ્રકારનું આવશ્યક શિક્ષણ પ્રાપ્ત થયેલું હોય. ભારતીય નારી પોતાના પાતિવ્રત્યને અખંડ રાખીને જ અન્ય વિષયોમાં પતિને યથાશક્તિ મદદ કરતી હતી. તેનામાં પતિથી આગળ વધીને પોતાની શક્તિ બતાવવાની હરીફાઈ ન હતી. તેનું સઘળું જ્ઞાન પતિનાં કાર્યોમાં મદદરૂપ થવા માટે જ હતું. આ રીતે જે રાજાનું શાસન બહુ ઉત્તમ અને ન્યાયપરાયણ રહેતું તે રાજાની શાસન-વ્યવસ્થામાં રાજરાણીનો સુંદર પરામર્શ પણ ભાગ ભજવતો હતો. કેટલીયે સ્ત્રીઓ પોતાના સહયોગથી પતિની અયોગ્યતાને પણ દૂર કરીને તેને યોગ્ય શાસક બનાવતી હતી. રાણી ચૂડાલાનું જીવન આ માટે એક આદર્શ છે. ભારતીય નારીને દેવાંગનાઓ તરફથી આ પ્રેરણા મળતી હતી. દેવી દુર્ગા તથા ઇન્દ્ર, વરુણ વગેરેની પત્નીઓમાં નારી-સહજ ગુણોની સાથે-સાથે યુદ્ધ અને શાસનની પણ પૂરી ક્ષમતા હતી કે જે ભારતીય સ્ત્રીઓને એવી બનવા માટે હંમેશાં પ્રોત્સાહિત કરતી રહી છે. મહારાણી કૈકેયીએ મહારાજ દશરથની સાથે યુદ્ધમાં જઈને જે સાહસ

અને ધૈર્યનો પરિચય કરાવ્યો તેનાથી રાજાને વિજય મળ્યો હતો એટલું જ નહીં, સમગ્ર નારી-જાતિનું ગૌરવ પણ વધ્યુ હતું.

કહે છે, મહાભારત યુદ્ધમાં જે રાજાઓ મૃત્યુ પામ્યા હતા તેમાંથી જે જે રાજાઓને કોઈ પુત્ર નહોતો તેમનું રાજ્ય તેમની પુત્રીઓને આપવામાં આવે એવો આદેશ ભીષ્મપિતામહે ધર્મરાજ યુધિષ્ઠિરને આપ્યો હતો. નવમી શતાબ્દીમાં ઉત્કલના રાજા લલિતાભરણદેવના દેહાન્ત બાદ તેમની મહારાણી ત્રિભુવનદેવીએ જ રાજ્યનો કારભાર સંભાળ્યો હતો અને ઘણી યોગ્યતાથી નિભાવ્યો હતો. ચંદ્રગુપ્ત ‘પ્રથમ’ પોતાની લિચ્છિવી વંશની મહારાણી કુમારદેવીના સહકારમાં જ રાજ્યનું શાસન કરતા હતા. તેમના સિક્કાઓ ઉપર બંનેનાં નામ પણ જોવા મળે છે. કૌશામ્બીના રાજા ઉદયનને જ્યારે કેદી બનાવાયા હતા ત્યારે તેમની માતાએ જ રાજ્યશાસન સંભાળ્યું હતું. ‘મસગ’ના રાજા જ્યારે યુદ્ધભૂમિમાં માર્યા ગયા ત્યારે તેમની રાણીએ સેનાનું સંચાલન કરીને યુદ્ધમાં આક્રમણકારી સિકંદરનો સામનો કર્યો હતો. ઈસ્વીસનના બસો વર્ષ પહેલાં પૂર્વ-દક્ષિણના શાતવાહન સામ્રાજ્યની રાણી નયનિકાએ પોતાનો બાળક રાજકુમાર ઉંમરલાયક થયો ત્યાં સુધી જાતે જ રાજ્યની દેખભાળ રાખીને શાસન કર્યું હતું. ચોથી શતાબ્દીમાં વિધવા રાણી પ્રભાવતી ગુપ્તે પણ દસ વર્ષ સુધી પોતાના રાજ્યનું રક્ષણ કર્યું હતું; કારણ કે તે સમયે રાજકુમાર સગીર હતા. કાશ્મીરની રાણી સુગંધા અને દિદ્દાએ પણ વૈધવ્ય-દશામાં વર્ષો સુધી પોતાના દેશનું શાસન કર્યું હતું. ઈસ્વીસન ૧૧૯૩માં જ્યારે પૃથ્વીરાજની સાથે સમરસિંહ યુદ્ધમાં મૃત્યુ પામ્યા ત્યારે કર્મદેવીએ મેવાડનું શાસનસૂત્ર પોતાના હાથમાં લીધું હતું અને કુતુબુદ્દીનના આક્રમણ સામે ઘણી યોગ્યતાથી સૈન્ય-સંચાલન કરીને તેનો સામનો કર્યો હતો. ગુજરાતના સુલતાન બહાદુરશાહે જ્યારે ચિતોડ પર

આક્રમણ કર્યું ત્યારે રાણા સાંગા માર્યા જવાથી તેમનાં પહેલાં વિધવા રાણી કર્ણવતીએ ભયાનક યુદ્ધ કર્યું હતું. રાણા સાંગાનાં બીજાં વિધવા પત્ની જવાહરબાઈએ પણ દુર્ગનું રક્ષણ કરતાં કરતાં વીરગતિ પ્રાપ્ત કરી હતી.

મરાઠાઓના ઈતિહાસ પરથી સાબિત થાય છે કે કોલ્હાપુરની રાણી તારાબાઈ, ઇછલકરણજીની અનુબાઈ, ઇન્દોરની અહલ્યાબાઈ તથા ઝાંસીની પ્રસિદ્ધ વીરાંગના રાણી લક્ષ્મીબાઈએ ઘણી કુશળતા, નીતિ અને બહાદુરીપૂર્વક રાજ્ય-શાસન સંભાળ્યું હતું અને યુદ્ધ પણ કર્યું હતું. તારાબાઈએ કૂટનીતિજ્ઞ ઔરંગઝેબને પાછો હાંકી કાઢ્યો હતો. અનુબાઈએ અનેક વાર શત્રુઓને હંફાવ્યા હતા અને લક્ષ્મીબાઈએ તો સંહારકારિણી દુર્ગાની જેમ શત્રુસેનાનો સંહાર કર્યો હતો. તેણે ફિરંગીઓને પરાસ્ત કર્યા હતા. દક્ષિણ ભારતમાં અનેક એવા શિલાલેખો મળ્યા છે, જેનાથી જાણવા મળે છે કે સ્ત્રીઓ શાસન-કાર્યમાં સક્રિય ભાગ લેતી હતી. સાતમી શતાબ્દીના મધ્યભાગમાં ચાલુક્યવંશના રાજા આદિત્યની રાણી વિજયમદારિકા દક્ષિણ મુંબઈમાં રાજ્ય કરતી હતી. તેનો એક ઘોષણાપત્ર પણ પ્રાપ્ત થયો છે. ઈ.સ. ૭૮૬માં રાષ્ટ્રકૂટોના રાજા ધ્રુવની રાણી શીલમહાદેવીએ રાજ્યસિંહાસન પર બેઠા પછી એક ભૂમિખંડ પુરસ્કારરૂપે અર્પણ કર્યો હતો. ઈ.સ. ૧૦૫૩માં ચાલુક્ય રાજા સોમેશ્વરની મહારાણી મૈલાદેવી 'વનવાસી' પ્રાંતમાં રાજ્ય કરતી હતી. સોમેશ્વરની બીજી રાણી કેટલાદેવી પોનવદના અગ્રહારની શાસક હતી. જયસિંહ ત્રીજાની મોટી બહેન અક્કાદેવી ઈ.સ.૧૦૨૨માં કિસુકદ જિલ્લામાં રાજ્ય કરતી હતી. ઈ.સ. ૧૦૭૯માં વિજયાદિત્યની બહેન કુંકુમદેવી કર્ણાટકના ધારવાર જિલ્લાના મોટા ભાગ પર શાસન કરતી હતી. વિક્રમાદિત્ય છઠ્ઠાની મુખ્ય મહારાણી લક્ષ્મીદેવીની સંભાળમાં ૧૮ ધર્માર્થ દાતવ્ય સંસ્થાઓનો

કારભાર હતો. ૧૩મી સદીમાં પ્રસિદ્ધ યાત્રી માર્કોપોલોએ ગુંટૂર જિલ્લામાં એક રાણીને રાજ્ય કરતી જોઈ હતી.

ઋગ્વેદમાં સ્ત્રીને ઘર, સાસુ-સસરા, પતિ-નણંદ અને દિયરની 'સામ્રાજ્ઞી' થવાનો આશીર્વાદ અપાયો છે. આ સામ્રાજ્ય શાસન માટે નહીં, પ્રેમ અને સદ્વ્યવહાર માટે છે. તેનાથી સ્ત્રી સમ્રાટના હૃદયની પણ સામ્રાજ્ઞી બની જાય છે.



## વૃદ્ધ માતાનો બોધ

એક માતાજી છે. ઉંમર સિત્તેર વર્ષથી ઓછી નથી. તેમને જ્યારે જુઓ ત્યારે કોઈ કામ કરતાં જ હોય. કોઈ જાય તો એકવાર સ્નેહપૂર્ણ નજરે જોઈને હસી લે છે. ક્યારેક ક્યારેક પૂછી લે છે – કેમ, શા માટે આવ્યા ? પ્રાતઃકાળે એક માઈલ ચાલીને ગંગાસ્નાન પણ કરી આવે છે. પૂજાના દિવસોમાં ઠાકોરજી માટેનો પ્રસાદ પોતાને હાથે જ બનાવે છે. શિવરાત્રિના દિવસે ચોવીસ કલાક સતત કામ કરતાં, મેં મારી પોતાની આંખે જોયાં છે. બપોર પછી ગામની કેટલીક સ્ત્રીઓ તેમની પાસે આવી જાય છે. તેઓ હિન્દી જાણતાં નથી છતાં પોતાની માતૃભાષામાં તેમને જવાબ આપે છે. તેમનું ઠામઠેકાણું હું બતાવીશ નહીં, પણ અહીં વાતો તો તેમની જ લખીશ.

**પ્રશ્ન :** આપણે સ્ત્રીઓએ કોની પૂજા કરવી જોઈએ ?

**જવાબ :** પૂજા કરવા યોગ્ય તો એકમાત્ર ભગવાન જ છે.

**પ્રશ્ન :** ભગવાનની કઈ મૂર્તિની પૂજા કરવી જોઈએ ?

**જવાબ :** સ્ત્રીઓ માટે તો ભગવાનની મૂર્તિ બીજા જ પ્રકારની નિશ્ચિત છે. જેવી રીતે બીજા લોકો માટે વૈદિક અને પૌરાણિક મંત્રો દ્વારા વિવિધ મૂર્તિઓમાં ભગવાનની પ્રતિષ્ઠા-સ્થાપના થાય છે તેવી જ રીતે સ્ત્રીઓ માટે લગ્નસમયે 'વર'માં ભગવાનની પ્રતિષ્ઠા થાય છે. કન્યાનું સમર્પણ વરરૂપી વિષ્ણુને થાય છે.

**वरोऽसौ विष्णुरूपेण प्रतिगृह्णात्वयं विधिः।**

તેથી પરણેલી સ્ત્રીઓ માટે પોતાના પતિદેવ જ ભગવાન છે. ભગવાનની આ જ મૂર્તિની ઉપાસના કરવી એ સ્ત્રીઓનો ધર્મ છે.

**પ્રશ્ન :** તો શું સ્ત્રીઓએ ભગવાનની બીજી મૂર્તિની પૂજા કરવી જોઈએ નહિ ?

**જવાબ :** બીજી મૂર્તિઓની પૂજાનો નિષેધ નથી. અલબત્ત, કોઈ-કોઈ મૂર્તિની પૂજાનો તો નિષેધ પણ છે. પરંતુ બીજી મૂર્તિઓની પૂજા પણ પતિદેવની પ્રસન્નતા અને તેમના સુખ માટે જ કરવી જોઈએ. બીજી મૂર્તિ (દેવ)ને પણ એ જ પ્રાર્થના કરવી જોઈએ કે પતિદેવના ચરણોમાં મારો વિશુદ્ધ પ્રેમ હોય. પૂજા પણ એ દેવતાની થવી જોઈએ કે જેમાં પતિદેવની અનુમતિ હોય. તેથી પતિપૂજા જ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે.

**પ્રશ્ન :** જે ફળ ભગવાનની પૂજાથી મળે છે, શું તે જ ફળ પતિ-પૂજાથી પણ મળી શકે છે ?

**જવાબ :** ભગવાનની પૂજામાં ભાવ મુખ્ય છે. મૂર્તિપૂજા કરતી વેળાએ ભાવ જો કાયમ રહે તો તે ભગવાનની પૂજા છે અને તે પૂજાનું પૂરું ફળ મળે છે. એ જ રીતે પતિદેવની સેવા કરતી વખતે જો એ યાદ રહે કે હું ભગવાનની જ સેવા કરી રહી છું અને એમ વિચારીને પ્રત્યેક કાર્ય કરતી વખતે હૃદય આનંદમય, ઉત્સાહપૂર્ણ અને પ્રેમસભર રહે તો તે સાક્ષાત્ ભગવાનની જ પૂજા છે. પુરુષના જીવન કરતાં સ્ત્રીના જીવનમાં એ માટે વધુ સુવિધા છે. જો પતિદેવમાં ભગવાન હોવાનો ભાવ હંમેશાં ના રહે તો વારંવાર તે ભાવને યાદ રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. થોડા જ દિવસોમાં એ ભાવ દૃઢ થઈ જશે અને જીવન આનંદમય થઈ જશે. જો ભગવાનનો ભાવ

ના હોય તો પોતાના સ્વામીના રૂપમાં જ તેમની સેવા અને આજ્ઞા-પાલન કરવાં જોઈએ. બીજા દેવતાઓની પૂજાથી જે લાભ થાય છે તે લાભ પતિ ભગવાન છે એમ નહીં જાણીને પણ તેમની પૂજા કરવાથી થાય છે.

**પ્રશ્ન :** આજકાલ તો સ્ત્રીઓની પ્રવૃત્તિ આનાથી વિપરીત જ જોવા મળે છે, તેનું શું કારણ છે ?

**જવાબ :** આજકાલ દેશમાં જે શિક્ષણ અને આદર્શનો પ્રચાર થઈ રહ્યો છે તેનો આધાર ધાર્મિક ભાવ નથી. તે એક એવા દેશ અને જાતિનું અનુકરણ છે, કે જ્યાં ભગવાનની પૂજાને અને પોતાના અસલ કલ્યાણને ધ્યાનમાં જ લેવાતાં નથી. તેમનું લક્ષ્ય ભૌતિક સુખ છે અને તેઓ માત્ર મનને ગમતા ઈન્દ્રિયોના ભોગોમાં જ રમમાણ રહે છે. તેઓ જે કાંઈ કરે છે તે મહદંશે ધર્મભાવનાથી વિરુદ્ધ જ કરવામાં આવતું હોય છે. આ જ કારણ છે કે જેથી તે દેશોમાં મોટે ભાગે સતીધર્મનો અભાવ જોવા મળે છે. પરિવારમાં અશાંતિ, ઘરમાં અશાંતિ અને પતિ-પત્નીમાં અશાંતિ - વાત વાતમાં છૂટાછેડા, કોર્ટ-કચેરી - આ તેમની સભ્યતાનું લક્ષણ છે. આ બધો ઝઘડો ભગવાનને ભૂલવાનું અને ભાવને છોડી દેવાનું ફળ છે. તેમનું અનુકરણ હિન્દુ-સ્ત્રીઓ માટે - માત્ર સ્ત્રીઓ માટે જ નહિ, પરંતુ સમગ્ર ધાર્મિક સમાજ, માનવસમાજ માટે ઘાતક છે. પરંતુ આજે પરલોક અને પરિણામને કોણ જુએ છે? લોકો ક્ષણિક સુખ જ જુએ છે, ઉપલક નજરે જ જુએ છે. આ જ કારણ છે કે જેનાથી આજકાલ સ્ત્રીઓની પ્રવૃત્તિ બીજી જ તરફ થઈ રહી છે.

**પ્રશ્ન :** તેનાથી બચાવ કેવી રીતે થાય ?

**જવાબ :** ધર્મભાવનાની વૃદ્ધિ જ એકમાત્ર બચવાનો ઉપાય છે.

ધર્મની પૂર્ણતા સર્વત્ર ભગવાનનાં દર્શનમાં છે. એક જગ્યાએ ભાવ દૃઢ થતાં બધી જગ્યાએ ભગવાનનાં દર્શન થાય છે. તે જ મહાપુરુષ છે, તે જ મૂર્તિ છે, તે જ પતિ છે. જો સ્ત્રી પોતાના પતિમાં ભગવાનનો દૃઢ ભાવ કરી લે તો તેને બધી જગ્યાએ ભગવાનના ભાવ અને ભગવાનનાં દર્શન થવા લાગશે. આવી સ્થિતિ પ્રાપ્ત થવાથી, પછી તો કોઈ પ્રકારની અશાંતિની શક્યતા રહેતી નથી. તેનાથી સ્ત્રીઓના ધર્મનું, દેશનું અને જાતિનું રક્ષણ સ્વાભાવિક જ થઈ શકે છે.



# નર-નારીના જીવનનું લક્ષ્ય અને કર્તવ્ય

પુરુષ હોય કે સ્ત્રી – માનવ-જીવનનું પહેલું અને છેલ્લું લક્ષ્ય છે ભગવત્પ્રાપ્તિ* અથવા મુક્તિ. બધાં દુઃખ, ક્લેશ, બંધન અને બધા પ્રકારના અભાવોની આત્યંતિક નિવૃત્તિનું નામ જ મુક્તિ છે. આ મુક્તિને ધ્યાનમાં રાખીને જ મનુષ્યે મુક્તિપ્રાપ્તિના ઉપાયરૂપી ધર્મનું સાધન કરવું જોઈએ. જે કાર્ય ભગવત્પ્રાપ્તિ માટે અનુકૂળ છે તે ધર્મ છે અને જે પ્રતિકૂળ છે તે અધર્મ છે. ધર્મ કર્તવ્ય છે અને અધર્મ ત્યાજ્ય. આ ધર્મનું સાધન હોય છે બુદ્ધિ, મન અને ઇન્દ્રિયોનો સમ્યક્ શાસ્ત્રીય વ્યવહાર; તેથી એમાં શારીરિક સ્વાસ્થ્ય, શારીરિક અને માનસિક સમૃદ્ધિ અને જીવન-નિર્વાહને યોગ્ય કાર્યોની ઉપેક્ષા નથી; પરંતુ જીવન-ઉપયોગી બધાં કાર્યોને મોક્ષ-ઉપયોગી બનાવીને જ મુક્તિ-પંથે આગળ વધવાનું છે. તેથી જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ – ચાર પ્રકારના પુરુષાર્થ છે. મોક્ષને અનુકૂળ ધર્મ હોવો જોઈએ, ધર્મસંમત અર્થ હોવો જોઈએ અને જીવનધારણ-ઉપયોગી ધર્મસંમત જ કામ-ઉપભોગ, હોવો જોઈએ.

---

* ઇન્દ્રિયો અને તેમના ઉપભોગોનું જ્ઞાન તો બધી યોનિઓમાં છે, પરંતુ સારા-નરસાનો વિવેક કેવળ મનુષ્યોમાં જ છે. પશુને ડંડાની બીકથી વિષયભોગમાંથી દૂર કરી શકાય છે, વિષયોનો દોષ સમજાવીને નહીં. મનુષ્ય જ એક એવું પ્રાણી છે, જે વિવેક દ્વારા નાસ્તિકતા, વિષય-ભોગના દોષને અને ભગવત્પ્રાપ્તિના મહત્ત્વને સમજે છે અને તેને જીવનનું પરમ લક્ષ્ય બનાવે છે. જે મનુષ્ય ભગવત્પ્રાપ્તિને જીવનનું લક્ષ્ય બનાવતો નથી તે તો પશુથી પણ હીન છે. પશુ તો બિચારું વિવેકના અભાવને કારણે એ વાત નથી સમજતું, પરંતુ મનુષ્ય તો વિવેકનો દુરુપયોગ કરે છે.

ધર્મસંમત અર્થ અને કામ એ હશે કે જે મોક્ષને અનુકૂળ હોય અને તે પોતાની સાથે જ સમસ્ત પરિવાર, સમાજ, રાષ્ટ્ર, વિશ્વ – કોઈનું પણ અંતે જતાં અહિત કરનાર નહિ, પણ બધાંનું હિત કરનાર હોય.

આ દૃષ્ટિએ વર્ણાશ્રમનું નિર્માણ થયેલું છે અને તેને અનુકૂળ પ્રત્યેક વ્યક્તિ માટે શાસ્ત્રોમાં કર્તવ્ય-કર્મનો આદેશ કરેલો છે. ઉદ્દેશ્ય છે - એકમાત્ર ભગવત્પ્રાપ્તિ અર્થાત્ ઐહિક-પારલૌકિક સાત્ત્વિક સુખ-સંપત્તિ તથા શાંતિનો ઉપભોગ કરતા રહીને, અંતે સમસ્ત બંધનોથી મુક્ત થઈને સચ્ચિદાનંદઘન પરમાત્માના સ્વરૂપમાં અખંડ સ્થિતિ; અને સાધન છે - એકમાત્ર તે જ ઉદ્દેશ્યની સિદ્ધિ માટે આંતરિક અને બાહ્ય જીવનનું સમ્યક્ નિયંત્રણ તથા નિયોજન કરતા રહીને શ્રદ્ધા તથા નિષ્ઠાપૂર્વક સ્વધર્મનું પાલન.

પુરુષની જેમ સ્ત્રીએ પણ પ્રભુપ્રાપ્તિ કરવાની છે, પરંતુ તેના માટે સાધનનું સ્વરૂપ પુરુષના સાધન કરતાં જુદું છે. સ્ત્રીનો સ્વધર્મ પુરુષના સ્વધર્મથી જુદો છે. જુદો ના હોય તો સ્ત્રીનો તે સ્વધર્મ કુટુંબ, સમાજ અને રાષ્ટ્રમાં અવ્યવસ્થા ઊભી કરનારો બની જાય અને પરિણામે તે અહિતકારી હોવાથી ધર્મ ન રહેતાં 'અધર્મ' બની જાય. તેથી પુરુષનું સર્જન, સંરક્ષણ અને સંવર્ધન સ્ત્રી જ કરે છે. સ્ત્રી જો તે સ્વધર્મથી ભ્રષ્ટ થઈ જાય અને પુરુષના ધર્મને અપનાવવા લાગે તો પુરુષનું અસ્તિત્વ જ રહે નહિ. પરિણામે સ્ત્રીનું અસ્તિત્વ પણ સંકટગ્રસ્ત બની જાય. પુરુષ-સ્ત્રી બંનેને લીધે જ વિશ્વનું અને વિશ્વના સઘળા ધર્મોનું અસ્તિત્વ છે. એ ના રહે તો વિશ્વ જ ના રહે. તેથી સ્ત્રીએ સ્વધર્મમાં સ્થિત રહીને જ પોતાના ધ્યેય ભણી આગળ વધવાનું છે. તેથી જ પુરુષની માતા, પુરુષની સહધર્મિણી, પુરુષની સંરક્ષિકા સ્ત્રી ઘરમાં રહે છે અને તે પતિને ભગવાન માનીને પોતાની ચિત્તવૃત્તિઓને સર્વથા ભગવત્સ્વરૂપાકાર બનાવીને અંતે સમસ્ત બંધનોથી છૂટી જઈને પતિલોકને અર્થાત્ ભગવાનના દિવ્યધામસ્વરૂપ મુક્તિને સરળતાથી

પ્રાપ્ત કરે છે.

પતિને પરમેશ્વરરૂપ માનવાનો એ જ આશય છે કે સ્ત્રી ઘરમાં રહીને પુરુષનું સર્જન, સંરક્ષણ અને સંવર્ધન કરતી રહીને ભગવત્સંકલ્પરૂપી વિશ્વની સેવા દ્વારા ભગવાનની સેવા કરે અને 'પતિ પરમેશ્વર છે', 'પતિ સાથેનું લગ્ન પરમેશ્વર સાથેનું લગ્ન છે', 'પતિનું સાંનિધ્ય પરમેશ્વરનું સાંનિધ્ય છે', 'પતિનું ઘર પરમેશ્વરનું મંદિર છે', 'પતિની સેવા પરમેશ્વરની સેવા છે', 'પતિનું આજ્ઞાપાલન પરમેશ્વરનું આજ્ઞાપાલન છે', 'પતિને સુખી કરવાનો પ્રયત્ન પરમેશ્વરની પ્રસન્નતાનો હેતુ છે' અને 'પતિને સર્વસ્વ સમર્પણ પરમેશ્વરને સર્વાર્પણ છે' – આ રીતે વારંવાર ચિત્તની વૃત્તિને પતિના માધ્યમ દ્વારા પરમેશ્વરમાં જોડતી રહીને તેનામાં જ ચિત્ત, બુદ્ધિ અને આત્માનું એકીકરણ સાધીને અંતે પરમેશ્વરને પ્રાપ્ત કરે. નિયમ આ જ છે. શ્રીભગવાને ગીતામાં કહ્યું છે –

**तद्‌बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥**

(૫/૧૭)

'જેમની બુદ્ધિ અને જેમનું મન તદ્રૂપ (પરમાત્મરૂપ) થઈ ગયું છે, જેમની નિષ્ઠા પરમાત્મામાં જ છે તેવા તત્પરાયણ (પરમાત્મપરાયણ) પુરુષો જ્ઞાન દ્વારા પાપરહિત થઈને પુનરાવૃત્તિરહિત મુક્તિને પ્રાપ્ત કરે છે.'

પતિવ્રતાની બરાબર આવી જ સ્થિતિ હોય છે. તે એક પતિ સિવાય બીજા કોઈને જાણતી જ નથી અને બધી રીતે પતિ સાથે હળી-મળીને એક થઈ જાય છે. તેથી પતિવ્રતાનો આદર્શ જ ભક્તિનો સર્વોત્તમ આદર્શ મનાયો છે અને તેથી જ પતિવ્રતાની સામે સઘળા દેવો માથું નમાવે છે.

પતિવ્રતા સ્ત્રી પતિથી અભિન્ન હોય છે. મનુમહારાજે કહ્યું છે –

'જે ભર્તા છે તે જ પત્ની છે' - 'यो भर्ता सा स्मृताङ्गना' (મનુ૦ ૯/૪૫) અને 'બંનેએ આજીવન પરસ્પર અનુકૂળ થઈને ધર્મ-અર્થ-કામ-મોક્ષરૂપી ચાર પુરુષાર્થોને સિદ્ધ કરવા જોઈએ – સ્ત્રી-પુરુષનો ટૂંકમાં આ જ પરમધર્મ છે.'

**अन्योन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः॥**

(મનુસ્મૃતિ - ૯/૧૦૧)

બાળકનો ઉછેર, ઘરનું રક્ષણ વગેરે નાનાં કામ છે અને લેખ લખવો, વ્યાખ્યાન આપવું, ઑફિસમાં નોકરી કરવી મુખ્ય કામ છે – એમ માનવું ભૂલ છે. વાસ્તવમાં પહેલું કામ જેટલું મહત્ત્વનું છે તેટલું બીજું નથી. વળી, કામની લઘુતા-મહત્તા તો મનની ભાવના મુજબ રહેતી હોય છે. રેંટિયો કાંતવાના કામને લોકો ઘણું નાનું કામ સમજતા હતા અને પ્રૌઢ તથા વૃદ્ધ સ્ત્રીઓ જ નવરાશમાં એ કામ કરતી હતી, પરંતુ પાછલા અરસામાં જ્યારે ગાંધીજીએ તેનું મહત્ત્વ જાહેર કર્યું ત્યારે પંડિત મોતીલાલ નહેરુ, પંડિત મદનમોહન માલવીય, લાલા લાજપતરાય અને શ્રીચિત્તરંજનદાસ જેવા આજીવન કલમ ચલાવનારાઓએ પણ રેંટિયો ચલાવ્યો અને તેમની મહત્તા વધી. આ રીતે સ્વધર્મમાં નિષ્ઠા અને ઉપાદેય બુદ્ધિ થવાથી આપોઆપ જ તે મહત્ત્વપૂર્ણ બની જાય છે.

આજે સ્વધર્મ-પાલનમાં જે શિથિલતા અને પરમધર્મ-પાલનમાં જે ઉત્સાહ જોવા મળે છે તેનું કારણ છે ભારતીય ઋષિ-મુનિઓ દ્વારા સ્થાપિત શિક્ષણથી વિમુખતા. આજનું ભારત પોતાના પવિત્ર પ્રાચીન શિક્ષણથી વંચિત છે અને નવા, વિપરીત જ્ઞાનને પેદા કરનારા વિદેશી શિક્ષણથી અભિભૂત (મોહિત) છે. આજનું ભારત શીખ્યું છે -

(૧) સંસારનો ક્રમિક વિકાસ થાય છે અર્થાત્ બધી બાબતોમાં ઉત્તરોત્તર ઉન્નતિ થાય છે; (૨) થોડાક હજાર વર્ષો પહેલાંનો કોઈ ઈતિહાસ ઉપલબ્ધ નથી; (૩) આર્યો આ દેશના રહેવાસી નહોતા;

અને (૪) ધર્મ સમયાનુસાર બદલાતી વસ્તુ છે. આનું પરિણામ સ્વાભાવિક જ એ આવ્યું છે કે પોતાના ગૌરવપૂર્ણ ભૂતકાળમાંથી, પોતાના ત્રિકાળજ્ઞાની, સર્વવિદ્યાવિશારદ, અલૌકિક બુદ્ધિથી સંપન્ન, મહાન તેજસ્વી પૂર્વજોમાંથી, પોતાની પ્રાચીન સુખસમૃદ્ધિથી તથા જ્ઞાન અને ઐશ્વર્યપૂર્ણ સ્વદેશમાંથી તેમ જ ત્રણેય કાળથી અબાધિત એવા પોતાના ધર્મમાંથી આજના ભારતની શ્રદ્ધા ઊઠી ગઈ છે. આજનું ભારત એવું સમજવા લાગ્યું છે કે 'પહેલાં સર્વથા અધોગતિ હતી, હવે ક્રમે-ક્રમે ઉન્નતિ થઈ છે. આજે જેવી ઉન્નતિ છે તેવી પહેલાં ક્યારેય ન હતી. તેથી સુખ-સમૃદ્ધિમાં, જ્ઞાન-વિજ્ઞાનમાં, વિદ્યા-બુદ્ધિમાં, પ્રભાવ-ઐશ્વર્યમાં આજનો માનવી જેટલો ઉન્નત છે તેટલા ઉન્નત આપણા પૂર્વજો ક્યારેય ન હતા, દેશ ઉન્નત ન હતો અને સંસ્કૃતિ ઉન્નત ન હતી; બલકે જેટલો સમય પ્રાચીન હતો તેટલી જ વધુ અધોગતિ હતી. વેદ, પુરાણ, મહાભારત, રામાયણ વગેરે જેટલા ગ્રંથો છે તે બધા ઈતિહાસ-યુગના અર્થાત્ ચાર હજાર વર્ષની આસપાસ લખાયેલા છે અને તે બધા મોટે ભાગે કાવ્યો છે – કવિના ભેજાની ઊપજ છે – તેથી તેમાં જે લાખો-કરોડો વર્ષો પહેલાંનું ગૌરવપૂર્ણ વર્ણન છે તે મિથ્યા છે. (બલકે કેટલાક વિદ્વાન કહેવાતા લોકો તો ચાર હજાર વર્ષ પહેલાંના સમયને વેદકાળ અને પંદરસો વર્ષ પહેલાંના સમયને રામાયણ-કાળ અથવા રામરાજ્યનો સમય માને છે.) ધર્મ સામાજિક નિયમ છે અને સમાજની પરિસ્થિતિ મુજબ બદલાતો હોય છે. ધર્મશાસ્ત્રોમાં જે વિધિ-નિષેધો(કર્તવ્ય-અકર્તવ્ય કર્મો)નું વર્ણન કરીને તેમનું પારલૌકિક ફળ બતાવ્યું છે તે લોકોને નિયંત્રણમાં રાખવા માટે જ કહેવાયું છે. વાસ્તવમાં એવું થતું નથી. આ દેશમાં આર્યો ક્યારેય રહેતા જ ન હતા. તેથી લાખોકરોડો વર્ષોનું જે એમાં વર્ણન છે તથા એમાં જે આર્યકથાઓ છે તે બધું જ કલ્પિત છે.'

જ્યારે ભારત આ પ્રકારે સમજ્યું ત્યારે તેની પોતાની સંસ્કૃતિમાંથી,

પોતાના પૂર્વજોમાંથી, પોતાના ધર્મમાંથી અને પોતાના યથાર્થ દેશમાંથી શ્રદ્ધા જ ઊઠી ગઈ અને આજના ઉન્નત કહેવાતા દેશો અને રાષ્ટ્રોને જ આદર્શ માનીને તે તેમને અનુકૂળ પોતાના જીવનનું ઘડતર કરવા લાગ્યું. જ્યાં જ્યાં વર્તમાન આદર્શથી તેને પોતાનું આચરણ અથવા પોતાનો આદર્શ પ્રતિકૂળ જણાયો ત્યાં-ત્યાં તેને તેના સુધારની જરૂરિયાત સમજાઈ અર્થાત્ પોતાના આચરણ અને આદર્શને જડમૂળથી ઉખેડીને તેની જગ્યાએ વર્તમાન ઉન્નત કહેવાતા આચરણ અને આદર્શના સ્થાપનની જરૂરિયાત જણાઈ અને તે પ્રમાણે તે પ્રયત્ન કરવા લાગ્યું. આ પ્રયત્નને તેણે દેશ-સેવા, માનવ-સેવા અને ધર્મપાલન સમજી લીધો તથા એ રીતે તે પોતાના સર્વનાશમાં જ સુરક્ષા, પોતાના સાંસ્કૃતિક રૂપના આમૂલ પરિવર્તનમાં જ ઉન્નતિ કે વિકાસ સમજીને તેમાં જ લાગી ગયું અને ઉત્તરોત્તર ઉન્નતિની ધારણાના કારણે આજે પણ તેમાં લાગેલું છે. આજે તેથી તો પ્રાચીનનો સંહાર અને અર્વાચીનની સ્થાપના આંખો મીંચીને એટલા માટે ચાલી રહી છે અને તેથી જ નવ-યુગ, નવ-ભારત, નવ-જીવન, નવ-ધર્મ અને નવ-નિર્માણના પોકાર થઈ રહ્યા છે. આજે આખો દેશ આ પ્રવાહમાં તણાઈ રહ્યો છે અને તેથી જ ભારતીય નારીના સ્વરૂપમાં પણ પરિવર્તન થઈ રહ્યું છે; કારણ કે આ પ્રાચીન આદર્શના સંહારરૂપ પરિવર્તનમાં જ પોતાની તથા દેશની ઉન્નતિ છે એવું આજનો મોહવશ બનેલો પુરુષ અને તેના જેવું જ શિક્ષણ પ્રાપ્ત કરેલી સ્ત્રી સાચા હૃદયથી માની રહ્યાં છે. નૈતિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે જે નારીનું સ્થાન સૌથી ઊંચું હતું તેના માટે આજે એમ કહેવાઈ રહ્યું છે કે 'ભારતીય શાસ્ત્રોએ, આચારોએ અને પ્રથાઓએ નારી-શક્તિને દબાવી છે, કચડી છે અને તેનો સર્વનાશ કરી દીધો છે. હવે નારી એ 'સર્વનાશ'ના કાદવમાંથી નીકળીને સ્વતંત્ર અને સુખી થશે. વાસ્તવમાં આજે તે લોકો માટે ઉન્નતિનો આદર્શ યુરોપ છે, તેથી તેઓ યુરોપની નિંદા કરતા રહીને પણ યુરોપના જ ચીલે

ચાલનારા બનીને તેનું જ આંધળું અનુકરણ કરી રહ્યા છે.* તેથી જ આજે બધે અધિકારનો પોકાર છે. આજે ભારત પોતાની જાતને સર્વથા વીસરી ગયું છે, તે બુદ્ધિથી ગુલામ થઈ ગયું છે, શરીર ભલેને સ્વતંત્ર હોય પરંતુ હૃદય તો બીજાઓની ગુલામીને પૂરી રીતે સ્વીકારી ચૂક્યું છે. આ જ આ સાંપ્રત યુગની પ્રાચીન ભારતવર્ષને – આર્યાવર્તને અને સૌમાં મુખ્ય તથા સુસંસ્કૃત પ્રાચીન આર્યજાતિને ભેટ છે.

ભારતીય આદર્શ છે કર્તવ્યપાલન અને યુરોપનો આદર્શ છે અધિકારપ્રાપ્તિ. કર્તવ્યપાલનમાં બધાંના અધિકારો આપોઆપ જ સુરક્ષિત રહે છે; જ્યારે અધિકારની ખેંચાતાણીમાં કોઈનો પણ અધિકાર સુરક્ષિત હોતો નથી કારણ કે અધિકાર આંધળો હોય છે, તે માત્ર પોતાનો

* વિચારશીલ વિદેશી વિદ્વાનો ભારતીય હિન્દુઓના પ્રાચીન સામાજિક રિવાજો પર મુગ્ધ થઈને તેમની પ્રશંસા કરે છે. શ્રી ફ્રેડરિક પિનકાટ મહાશય કહે છે – "એવું માની લેવામાં કોઈ પણ શંકા હોઈ શકે નહિ કે કરોડો બુદ્ધિશાળી લોકો હજારો વર્ષોથી જે સામાજિક પ્રથાઓનો વ્યવહારમાં અમલ કરે છે તે પ્રથાઓમાં એવું કોઈ તત્ત્વ અવશ્ય હશે કે જેના કારણે આપણે તે પ્રથાઓને મૂર્ખતા કે અત્યાચાર કહીને તેમને દોષપૂર્ણ ઠરાવી શકતા નથી. હિંદુઓની બાબતમાં એ વાત નિઃસંકોચપણે સ્વીકારી શકાય તેમ છે કે જે વિશે મેક્સમૂલરે યોગ્ય જ કહ્યું છે કે 'આ દાર્શનિકોનો સમાજ છે.' એ તો નિશ્ચિત છે કે હિંદુઓની તમામ ધાર્મિક અને સામાજિક વ્યવસ્થા તે લોકોના સેંકડો વર્ષો સુધી થતા રહેલા ગંભીર ચિંતનનું તથા સાવધાનીપૂર્વક અક્ષરબદ્ધ કરેલા અનુભવનું પરિણામ છે. અમે અંગ્રેજો તેમને યાંત્રિક કળાઓ તથા પ્રયોગમૂલક વિજ્ઞાનના વિષયમાં કંઈક શીખવી શક્યા પરંતુ સામાજિક વિજ્ઞાનના વિષયમાં અમે તેમને કંઈ પણ શીખવી શક્યા નથી. જેમનાથી સમાજમાં સુખસમૃદ્ધિ તથા શાંતિની પ્રતિષ્ઠા થાય તેવા તમામ ઉપાયોને હિંદુઓએ બહુ પહેલાંથી પ્રકૃતિના શાશ્વત તથ્યના આધારે પ્રસ્થાપિત કર્યા છે અને તેમને સુવ્યવસ્થિત વિષયોનું રૂપ આપ્યું છે. તેમનાં તે તમામ વિધાનોમાં જો અમે પોતાના અપરિપક્વ વિચારોને ઘુસાડવાનો પ્રયત્ન કરીએ તો તેથી નુકસાન થવાની જ સંભાવના છે; અને તેના પરિણામે હિંદુઓમાં પણ પરસ્પરવિરોધી હિતોનો એવો તર્કહીન સંઘર્ષ શરૂ થઈ જશે કે જે અમારે ત્યાંની નિંદનીય સામાજિક સ્થિતિનો નિર્દેશક છે."

જ સ્વાર્થ જુએ છે, તેને બીજાના હિતની જરા પણ પરવા હોતી નથી. તેનાથી ઊલટું, કર્તવ્ય પ્રકાશરૂપ હોય છે, તે બીજાના હિત માટે ત્યાગ કરે છે; તેથી બધાંને પોતાના પ્રાપ્ય અધિકારો આપોઆપ મળી જાય છે. કર્તવ્ય ત્યાગ દ્વારા બધાનું રક્ષણ કરે છે; જ્યારે કર્તવ્યરહિત અધિકાર પ્રહાર કરીને બધાંનો સંહાર કરવા ઇચ્છે છે અને તેથી જ આજે શાસક-શાસિત, પૂંજીપતિ-મજૂર, માલિક-નોકર, બ્રાહ્મણ-અબ્રાહ્મણ, અડોશી-પડોશી, પિતા-પુત્ર, ગુરુ-શિષ્ય, ભાઈ-ભાઈ વગેરે બધામાં ઝઘડો છે અને તે એટલો બધો વધી ગયો છે કે આજે 'બે શરીર એક પ્રાણ' – એવાં પતિ-પત્નીમાં પણ અધિકારનો પ્રશ્ન આવી ગયો છે. તેથી યુરોપ વગેરેમાં જેવાં મજૂર સંગઠનો (યુનિયન) છે તેવાં જ પત્નીઓનાં પણ યુનિયન બન્યાં છે અને જેમ મજૂરો પોતાના અધિકારો માટે લડે છે, માગણીઓ રજૂ કરે છે, હડતાલ પાડે છે તેવી જ રીતે 'પત્ની-સંઘ' પણ સામૂહિકરૂપે પતિઓ પાસેથી અધિકારોની માગણીઓ કરે છે.*

કર્તવ્યપાલનથી જે સ્ત્રી ઘરની સામ્રાજ્ઞી બને છે, ઘરમાં બધાં પર એકહથ્થુ સત્તા ચલાવે છે તે જ સ્ત્રી અધિકારની ચિંતામાં પડીને કર્તવ્યરહિત થઈને આજે જાહેર માર્ગ પર સૂત્રો પોકારતી ફરે છે. યાદ રાખવું જોઈએ કે **કર્તવ્યપાલનમાં ત્યાગ છે અને ત્યાગથી જ સ્ત્રીના અધિકારની રક્ષા થાય છે.** સૂત્રોચ્ચારો અને આંદોલનોથી તો અધિકાર છિનવાઈ જશે.

પતિ પત્નીનું અને પત્ની પતિનું અર્ધાંગ છે, બંને મળીને એક

* હમણાં થોડાંક વર્ષો પહેલાંની વાત છે - બ્રિટનની 'પરણેલી સ્ત્રીઓનો નારી સંઘ' (Married Women's Union) સંસ્થાએ એક નવું આંદોલન શરૂ કર્યું છે. ત્યાં છૂટાછેડાના કિસ્સાઓમાં વ્યભિચારિણી સ્ત્રીના પતિને તે સ્ત્રીના પ્રેમી પુરુષ પાસેથી વળતર અપાવવામાં આવે છે. હવે 'નારી સંઘ' કહે છે કે, 'જે સ્ત્રી બીજાઓની સાથે ભાગી જાય છે તેની કિંમત તો કૉર્ટ નિર્ધારિત કરે છે, પરંતુ જે સ્ત્રી ઘરના કામમાં પિસાય છે તેની કોઈ કિંમત નિર્ધારિત થતી નથી. તેથી ઉપર્યુક્ત વળતરની પ્રથા બિલકુલ નાબૂદ કરી દેવી જોઈએ.' આનો મતલબ એ થયો કે સ્ત્રીને ભગાડી જનારા બદમાશોને વળતર-ચુકવણીનો જે થોડોઘણો ડર છે તે પણ રહેશે નહિ.

પૂર્ણ થાય છે. જરા વિચારીએ – જો બંને અડધાં-અડધાં અંગ પોત-પોતાની બાજુ ખેંચવા લાગે અને જોર આવવાથી જો વચ્ચેથી કપાઈને બંને અડધિયાં જુદાં-જુદાં થઈ જાય તો શી દશા થાય? બંને મૃત્યુ પામશે; પરંતુ તેનાથી ઊલટું, જો બંને પરસ્પર દૃઢતાથી જોડાયેલાં રહે, એક-બીજાનાં સહાયક થઈને પરસ્પર પુષ્ટિ-તુષ્ટિ કરતાં રહે તો બંને અત્યંત સુખી રહેશે અને બંનેની એકતામાં ભારે વિલક્ષણ સૌંદર્ય અને માધુર્ય ખીલી ઊઠશે. સંસારનું કામ પણ ત્યારે જ સરળતાથી ચાલશે.

પતિ અને પત્ની બે પૈડાં છે, જેઓ ગૃહસ્થીના ગાડાને એક-બીજાને સમાન બળ અને સહયોગ આપતાં રહીને ચલાવે છે; પરંતુ તેઓ ત્યારે જ આમ કરી શકે કે જ્યારે બંને પૈડાં બંને બાજુએ લાગેલાં હોય અને સ્વસ્થ તથા ગતિશીલ હોય. પરંતુ બંને જો એક જ બાજુએ લગાવવામાં આવે તો ગાડું ચાલી શકતું નથી તેમ જ એક પૈડું કમજોર થઈ જાય અથવા તેની ગતિ રોકાઈ જાય તોપણ ગાડું ચાલી શકતું નથી. આજે લોકો કહે છે કે, ‘બંનેના સમાન અધિકાર છે, તેથી બંનેએ સમાન કામ કરવું જોઈએ’ પરંતુ તેઓ એમ નથી વિચારતા કે બંને સમાન કાર્ય કરવા લાગશે તો જેમ બંને પૈડાં એક બાજુએ લગાવવાથી ગાડું ઊંધું વળી જાય છે તેવી જ દશા ગૃહસ્થીની થશે અને બંનેના એક બાજુએ લાગવાથી એક-બીજાને સરખું બળ મળવાનું અસંભવ થઈ જશે અને તેથી બંનેની ગતિ બંધ પડશે તથા બંને નકામાં બની જશે.

તેથી જ લગ્ન-સંસ્કાર દ્વારા ગૃહસ્થીના સંચાલન માટે સ્ત્રી-પુરુષરૂપી બંને પૈડાં – એક ઘર બાજુ અને એક બહારની બાજુ જોડવામાં આવે છે. આ પૈડાં જોડાતાં જ ગૃહસ્થીનું ગાડું ચાલે અને ધર્મ-સંપાદનની શરૂઆત થાય. આ જ ધર્મ – બંને બાજુ બંને દ્વારા પોતપોતાના ક્ષેત્રને અનુકૂળ કાર્ય - સ્વધર્મ છે અને તે જ મોક્ષ મેળવવા સારુ ઉપયોગી છે.

કહેવાય છે કે પુરુષ સ્વતંત્ર છે અને સ્ત્રી પરતંત્ર છે, પરંતુ ધ્યાનથી જોતાં જણાશે કે બંનેય શાસ્ત્રને આધીન અર્થાત્ પરતંત્ર છે. પરતંત્રતાનું સ્વરૂપ જુદુંજુદું છે. સ્ત્રી વિના પુરુષ અપૂર્ણ છે અને પુરુષ વિના સ્ત્રી

અપૂર્ણ છે. બંનેનો અવિનાભાવી સંબંધ છે. બંનેયને એક-બીજાની અનિવાર્ય જરૂરિયાત છે. બંનેયમાં પરસ્પર સહકાર, સહયોગ અને સૌહાર્દ તથા એકાત્મતા હોવાં જોઈએ. બંનેયમાં જાતિગત નિંદનીય દોષ પણ છે અને બંનેયમાં જાતિગત પ્રશંસનીય ગુણ પણ છે. આ સિવાય પણ, પૂર્વ-સંસ્કાર તથા વર્તમાન વાતાવરણ મુજબ વ્યક્તિવિશેષમાં વ્યક્તિગત ગુણ-દોષ પણ હોય છે. તેથી સર્વથા નિંદા કે પ્રશંસાને પાત્ર પુરુષ પણ નથી અને સ્ત્રી પણ નથી. જે એકની નિંદા કરીને બીજાની પ્રશંસા કરે છે તે પક્ષપાત અથવા ભ્રમથી જ એવું કરે છે. જગતની રચના જ પ્રકૃતિને લીધે થઈ છે. પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે, તેથી જ જગતનું કોઈ પણ પ્રાણી ત્રિગુણથી રહિત નથી. વિશેષ-વિશેષ કારણોથી કોઈમાં સત્ત્વગુણ અધિક હોય છે તો કોઈમાં રજોગુણ અથવા કોઈમાં તમોગુણ. કોઈ પણ પ્રાણી તેમનાથી મુક્ત નથી. તો પછી પુરુષ કે સ્ત્રી તેમનાથી કેવી રીતે મુક્ત હોઈ શકે? વ્યવહારમાં જો હૃદયગત પ્રેમ હશે તો આપોઆપ જ દોષ નહિ દેખાય અને પરિણામે એકબીજાના ગુણ જોવાથી સ્વાભાવિક જ એક-બીજામાં પ્રેમ વધશે. આ જ પતિ-પત્નીનો પરમ મનોહર પ્રેમ-સંબંધ છે.

આ બધી વાતોને સમજીને જ હિન્દુ-દંપતી પોત-પોતાના સ્વધર્મમાં સ્થિત રહીને સુખ-શાંતિપૂર્વક જીવન વિતાવીને અંતે પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે. એ યાદ રાખવું જોઈએ કે જ્યાં પ્રેમ છે ત્યાં આનંદ છે અને જ્યાં દ્વેષ છે ત્યાં દુઃખ છે. પ્રેમ રહેશે તો જીવનમાં સુખ-શાંતિ રહેશે જ. સુખ-શાંતિમાં મન સ્થિર રહેશે. ચંચળતા રહિત સ્થિર મનથી જ ભગવાનનું ચિંતન થશે અને તેનું પરિણામ હશે – પરમ શાંતિ, મુક્તિ અથવા ભગવાનની પ્રાપ્તિ. ભારતીય દંપતી આ મુક્તિમાર્ગ પર ચાલીને પોતાના જીવનને ધન્ય બનાવે અને સમગ્ર વિશ્વ સમક્ષ મહાન આદર્શ સ્થાપિત કરે; અને ત્યારે જ તેમનું અને જગતનું કલ્યાણ થશે. કલ્યાણમય ભગવાન બધાંનું કલ્યાણ કરે.



## હિન્દુ-શાસ્ત્રોમાં નારીનો મહાન આદર

કેટલાક લોકો એવું કહે છે અને આજકાલ આપણી કેટલીક હિન્દુ-નારીઓ પણ અજ્ઞાનને કારણે એવું માનવા તથા કહેવા લાગી છે કે, 'હિન્દુ-શાસ્ત્રોમાં સ્ત્રીનો ઘણો તિરસ્કાર કરાયો છે.' પરંતુ વાસ્તવમાં એવી વાત નથી. હિન્દુ-લગ્ન પવિત્ર ધાર્મિક સંસ્કાર છે, હિન્દુ-સ્ત્રી પતિની અર્ધાંગિની છે, પતિ ઉપર તેનો પૂર્ણ અધિકાર છે, તે ભોગનું સાધન નથી, તે તો પવિત્ર સંસ્કારશીલ, સંસાર-સાગર તરી મોક્ષને પ્રાપ્ત કરનારી અને પતિને પણ પોતાના પવિત્ર ભાવોથી પરમ-ધામમાં પહોંચાડનારી દેવી છે. હકીકતમાં સ્ત્રીને ભોગનું સાધન તો ભારત સિવાયના બીજા દેશોએ જ માની છે. તેના કારણે ત્યાં બાહ્ય સૌંદર્યની કિંમત છે અને તેથી થોડા સરખા અણ-બનાવથી પવિત્ર લગ્ન-બંધન તૂટી જાય છે. આ પશુતાને ત્યાં 'સ્વતંત્ર પ્રેમ' કહ્યો છે. તે પ્રેમ માત્ર ભોગ પૂરતો જ મર્યાદિત છે, તેથી પ્રેમ ક્યારેક કોઈ એક સાથે તો ક્યારેક કોઈ બીજા સાથે થઈ શકે છે. એટલે ભારત સિવાયના દેશોમાં સ્ત્રી ઘરની સામ્રાજ્ઞી નથી કે પતિની અર્ધાંગિની પણ નથી. સ્ત્રી પ્રત્યે હિન્દુ-શાસ્ત્રોના વિચારો ઘણા ઊંચા, આદરણીય તથા સ્ત્રીજાતિનું ગૌરવ વધારનારા છે. મનુમહારાજના સ્ત્રી-જાતિ અંગેના ઉદાર તથા આદરપૂર્વકના જે ઉદ્‌ગારો છે તે ઘણા જ પ્રભાવશાળી છે. મનુના તે પવિત્ર ઉદ્‌ગારો વાંચીને યુરોપના પ્રખ્યાત વિદ્વાન નીત્શે મહાશય આશ્ચર્યચકિત થઈ ગયા હતા અને તેમણે લખ્યું હતું –

"I know of no book in which so many delicate and kindly things are said of the woman as in the law-book of Manu, these old grayheads and saints have a manner of being gallant to woman which perhaps cannot be surpassed.'

(Antichrist, pp. 214, 215)

અર્થાત્ - "મનુસ્મૃતિ સિવાય બીજું કોઈ પણ કાનૂની પુસ્તક મારા જોવામાં આવ્યું નથી કે જેમાં સ્ત્રીઓ પ્રત્યે આટલા અધિક મમતાપૂર્ણ અને દયાપૂર્ણ ઉદ્‌ગારો હોય. તે સફેદ વાળવાળા પ્રાચીન ઋષિઓ અને સંતોની સ્ત્રીઓ પ્રત્યેના સન્માનની એવી રીત છે કે જેનું ક્યારેય ઉલ્લંઘન થઈ શકે નહીં."

અહીં હિન્દુ-શાસ્ત્રોના નારીસન્માન-સંબંધિત વિચારોના કેટલાક શ્લોકો નમૂનારૂપે આપવામાં આવે છે –

ઋગ્વેદ દશમા મંડળના પંચાસીમા સૂક્તની ઋષિકા સૂર્યાએ ભગવાનને સ્ત્રીઓનાં સૌભાગ્ય અખંડ રહેવાની પ્રાર્થના કરી છે અને સ્ત્રી પ્રત્યે કહ્યું છે –

**सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्रवां भव।**
**ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु॥**

'વહુ ! તું સાસરે જઈને (પોતાના સદ્‌વર્તનથી) સાસુ, સસરા, નણંદ (દેરાણી-જેઠાણીઓ) ઉપર આધિપત્ય જમાવીને બધાંની સામ્રાજ્ઞી (મહારાણી) થઈને રહે.'

મનુમહારાજે કહ્યું છે –

**पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा।**
**पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः॥**
**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।**
**यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः॥**
**शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम्।**
**न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा॥**

**जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः।**
**तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः॥**
**तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः।**
**भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च॥**

(૩/૫૫-૫૯)

"પરમ કલ્યાણ ઇચ્છનારા પિતા, ભાઈ, પતિ, દિયર – એ બધા માટે જરૂરી છે કે તેઓ સ્ત્રીઓનો સત્કાર કરે અને તેમને અલંકાર, વસ્ત્ર વગેરેથી અલંકૃત કરે. જે કુટુંબમાં સ્ત્રીઓનો પૂજા-સત્કાર કરવામાં આવે છે ત્યાં બધા જ દેવતાઓ પ્રસન્નતાપૂર્વક નિવાસ કરે છે (એ કુળને દેવતાઓના આશીર્વાદ પ્રાપ્ત થાય છે) અને જે કુળમાં સ્ત્રીઓનો આદર-સત્કાર થતો નથી તે કુળની સમસ્ત ક્રિયાઓ, તમામ ધર્મ-કર્મ નિષ્ફળ થઈ જાય છે. જે કુળમાં બહેન, દીકરી, વહુ અને માતા વગેરે સ્ત્રીઓ દુઃખી રહે છે તે જલદી નાશ પામે છે અને જે કુળમાં તેઓ દુઃખી નથી રહેતી તે હંમેશાં વૃદ્ધિ પામે છે – તેની ઉન્નતિ થાય છે. સ્ત્રીઓ યોગ્ય સન્માન નહિ મળવાથી જે ઘરોને શાપ આપે છે તે ઘર રાક્ષસી કૃત્યાથી સતાવાયું હોય એમ બધી તરફથી (ધન-ધાન્ય, સુખ-સંપત્તિ, માન-પ્રતિષ્ઠા, ધર્મ-કર્મથી) નષ્ટ થઈ જાય છે. તેથી કલ્યાણ ઇચ્છનારા પુરુષો માટે એ જરૂરી છે કે તેઓ હંમેશાં વસ્ત્ર, આભૂષણ, ઉત્તમ ભોજન વગેરેથી – અર્થાત્ સ્ત્રીને આ બધી વસ્તુઓની અધિષ્ઠાત્રી બનાવીને – સ્ત્રીનો આદર કરે અને તમામ શુભ પ્રસંગો-તહેવારોમાં તેમનો યથાયોગ્ય (વિશેષરૂપે) સત્કાર કરે."

**स्त्रीधनानि तु ये मोहादुपजीवन्ति बान्धवाः।**
**नारीयानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम्॥***

(૩/૫૨)

* 'नारीयानानि वस्त्रं वा'ની જગ્યાએ 'स्वर्णयानानि वस्त्राणि' આ પાઠભેદથી આ જ શ્લોક 'આપસ્તમ્બસ્મૃતિ'માં પણ છે. (જુઓ ૯/૨૬)

"જે સગા-સંબંધી (પિતા, ભાઈ, સસરા, દિયર વગેરે) મોહવશ સ્ત્રીની ધન-સંપત્તિ, તેની બળદ-ઘોડા, ગાડું વગેરે સવારીઓ અને તેનાં ઘરેણાં-કપડાંનું અપહરણ કરીને પોતે ભોગવે છે, તેનાથી પોતાનું ભરણ-પોષણ કરે છે તે પાપી બુદ્ધિના મનુષ્ય ભયાનક અધોગતિને – નરકને પ્રાપ્ત કરે છે."

**जीवन्तीनां तु तासां ये तद्धरेयुः स्वबान्धवाः।**
**ताञ्छिष्याच्चौरदण्डेन धार्मिकः पृथिवीपतिः॥**

(મનુસ્મૃતિ - ૮/૨૯)

"જે સગા-સંબંધી સ્ત્રીના જીવતાં જ તેનું ધન હરી લે તેને ધાર્મિક રાજાએ ચોરની જેમ દંડવો જોઈએ."

**सद्वृत्तचारिणीं पत्नीं त्यक्त्वा पतति धर्मतः।**

(વ્યાસસ્મૃતિ - ૨/૪૭)

"સદાચારિણી પત્નીનો ત્યાગ કરીને પુરુષ ધર્મથી પતિત થાય છે."

**मान्या चेन्म्रियते पूर्वं भार्या पतिविमानिता।**
**त्रीणि जन्मानि सा पुंस्त्वं पुरुषः स्त्रीत्वमर्हति॥**

(કાત્યાયનસ્મૃતિ - ૩/૧૩)

"માન મેળવવા યોગ્ય સ્ત્રી જો પતિ દ્વારા અપમાનિત થઈને પહેલાં મરી જાય છે તો તે સ્ત્રી ત્રણ જન્મો સુધી પુરુષ બને છે અને તે પુરુષ ત્રણ જન્મો સુધી સ્ત્રી."

**स्त्रियो वृद्धाश्च बालाश्च न दुष्यन्ति कदाचन।**

(પરાશરસ્મૃતિ - ૭/૩૭)

"સ્ત્રીઓ, વૃદ્ધો અને બાળકો ક્યારેય દૂષિત નથી થતાં."

**पतयोऽर्धेन चार्धेन पत्न्योऽभूवन्निति श्रुतिः।**
**यावन्न विन्दते जायां तावदर्धो भवेत् पुमान्॥**

(વ્યાસસ્મૃતિ - ૨/૧૩)

"અડધા શરીરથી પતિ અને અડધાથી પત્ની થઈ છે, એમ

શ્રુતિ કહે છે. જ્યાં સુધી પુરુષ સ્ત્રી સાથે લગ્ન નથી કરતો ત્યાં સુધી તે અડધો જ હોય છે."

**कर्म कुर्यात् प्रतिदिनं विधिवत् प्रीतिपूर्वतः।**
**सम्यग्धर्मार्थकामेषु दम्पतिभ्यामहर्निशम्॥**
**एकचित्ततया भाव्यं समानव्रतवृत्तितः।**
**न पृथग्विद्यते स्त्रीणां त्रिवर्गविधिसाधनम्॥**

(વ્યાસસ્મૃતિ - ૨/૧૭-૧૮)

"દરરોજ વિધિ અને પ્રીતિ સાથે શાસ્ત્રોક્ત કાર્યો કરવાં. સ્ત્રી-પુરુષ બંનેએ ધર્મ, અર્થ, કામમાં રાત-દિવસ યથાયોગ્ય એકમન, એકવ્રત અને એકવૃત્તિથી લીન રહેવું. સ્ત્રીઓ માટે પતિથી અલગ એવું ધર્મ, અર્થ, કામનું કોઈ પણ વિધાન નથી."

**प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः।**
**श्रियः स्त्रियश्च लोकेषु न विशेषोऽस्ति कश्चन॥**

(મનુસ્મૃતિ - ૯/૨૬)

"સંતાનને જન્મ આપનારી હોવાથી સ્ત્રીઓ ઘણી ભાગ્યશાળી છે. તે ઘરની જ્યોતિ છે, તેમનું વસ્ત્ર-આભૂષણોથી સન્માન કરવું જોઈએ. સ્ત્રી અને લક્ષ્મીમાં કોઈ અંતર નથી."

**भर्तृभ्रातृपितृज्ञातिश्वश्रूश्वशुरदेवरैः।**
**बन्धुभिश्च स्त्रियः पूज्या भूषणाच्छादनाशनैः॥**

(યાજ્ઞવલ્ક્યસ્મૃતિ - ૧/૮૨)

'પતિ, ભાઈ, પિતા, કુટુંબી, સાસુ, સસરા, દિયર, બંધુ-બાંધવો-આ બધા સ્ત્રીના સંબંધીઓનું કર્તવ્ય છે કે તેઓ વસ્ત્ર-આભૂષણ વગેરે દ્વારા તેનો પૂજા-સત્કાર કરે."*

* 'વસિષ્ઠસ્મૃતિ'માં પણ આવું જ વચન છે.

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।**
**सहस्त्रं तु पितृन् माता गौरवेणातिरिच्यते॥**

(મનુસ્મૃતિ - ૨/૧૪૫)

"દસ ઉપાધ્યાયો કરતાં આચાર્ય, સો આચાર્યો કરતાં પિતા અને હજાર પિતાઓ કરતાં માતાનું ગૌરવ વધુ હોય છે."

**सर्वतीर्थमयी माता सर्वदेवमयः पिता।**
**मातरं पितरं तस्मात् सर्वयत्नेन पूजयेत्॥**

(પદ્મ૦ સૂ૦ - ૭૪/૧૧)

"માતા સર્વતીર્થમયી છે અને પિતા સમસ્ત દેવતાઓનું સ્વરૂપ છે, તેથી બધી રીતે પ્રયત્નપૂર્વક માતા-પિતાનું પૂજન કરવું જોઈએ."

**जनको जन्मदातृत्वात् पालनाच्च पिता स्मृतः।**
**गरीयान् जन्मदातुश्च योऽन्नदाता पिता मुने॥**
**तयोः शतगुणं माता पूज्या मान्या च वन्दिता।**
**गर्भधारणपोषाभ्यां सा च ताभ्यां गरीयसी॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ - ગણેશ. ૪૦)

"જન્મદાતા તથા પાલનકર્તા હોવાને કારણે બધાં પૂજનીયોમાં પૂજ્યતમ જનક અને પિતા કહેવાય છે. જન્મદાતાથી પણ અન્નદાતા પિતા શ્રેષ્ઠ છે. તેમનાથી પણ સો ગણી શ્રેષ્ઠ અને વંદનીય માતા છે, કારણ કે તે ગર્ભધારણ અને પોષણ કરે છે."

**पुरुषाणां सहस्त्रं च सती स्त्री हि समुद्धरेत्।**
**पतिः पतिव्रतानां च मुच्यते सर्वपातकात्॥**
**नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा।**
**तया सार्धं च निष्कर्मी मोदते हरिमन्दिरे॥**

(સ્કંદપુરાણ)

"સતી નારી પોતાના સતીત્વબળથી હજારો મનુષ્યોનો ઉદ્ધાર કરે છે. પતિવ્રતાનો પતિ સમસ્ત પાપોથી મુક્ત થાય છે. પતિવ્રતાના

તેજથી સતીના પતિએ કર્મફળ ભોગવવું પડતું નથી. તે તમામ કર્મબંધનથી મુક્ત થઈને સતીની સાથે ભગવાનના પરમધામમાં આનંદલાભ મેળવે છે.''

**विद्याः समस्तास्तव देवि भेदाः**
**स्त्रियः समस्ताः सकलाजगत्सु।**

(માર્કણ્ડેયપુરાણ)

''બધી વિદ્યાઓ અને બધી સ્ત્રીઓ દેવીનાં જ વિવિધ રૂપ છે.''

**या याश्च ग्राम्यदेव्यः स्युस्ताः सर्वाः प्रकृतेः कलाः।**
**कलांशांशसमुद्भूताः प्रतिविश्वेषु योषितः॥**

(દેવીભાગવત)

''તમામ ગ્રામદેવીઓ અને વિશ્વની તમામ સ્ત્રીઓ પ્રકૃતિમાતાના જ અંશરૂપે છે.''

કૃકલ નામનો એક વાણિયો પોતાની સાધ્વી પત્ની સુકલાને ઘરે અસહાય મૂકીને તીર્થયાત્રા કરવા ગયો હતો. તે અનેક તીર્થસ્થાનોમાં ફર્યો. ત્યાં શ્રાદ્ધ વગેરે સત્કર્મો કર્યાં અને એવું સમજ્યો કે મેં બહુ મોટાં પુણ્યકર્મ કર્યાં છે અને મારા બધા પિતૃઓને દિવ્ય ગતિ મળી ગઈ છે. આ બાજુ કૃકલના ગયા પછી સતી સુકલાને મોટી-મોટી મુશ્કેલીઓ આવી, તેની ઘણી આકરી કસોટીઓ થઈ, પરંતુ તે પોતાના સતીત્વના બળથી બધી મુશ્કેલીઓને પાર કરી ગઈ તથા બધી કસોટીઓમાં સફળ નીવડી. કોઈ પણ એનો વાળ વાંકો કરી શક્યું નહીં અને તેના સતીત્વને પણ જરાય આંચ આવી નહીં. મોટા-મોટા દેવતાઓની શક્તિ કુંઠિત થઈ ગઈ. પેલી બાજુ, જ્યારે કૃકલ પોતાની તીર્થયાત્રાની સફળતાનું અભિમાન કરતો પાછો ફર્યો ત્યારે તેણે પોતાના પિતા-દાદાઓને એક વિશાળકાય પુરુષ દ્વારા બંધાયેલા જોયા. પૂછવાથી તે પુરુષે – કે જેઓ સાક્ષાત્ ધર્મ હતા – જણાવ્યું કે, 'પત્નીનો ત્યાગ કરીને તેં આ બધું કર્યું, તેથી તારા આ પૂર્વજો

બંધાયા છે અને તેને કારણે તારી તીર્થયાત્રા સફળ થઈ નથી.' ધર્મે જે કાંઈ કહ્યું તેનું ટૂંકાણ આ છે –

पूतां पुण्यसमां स्वीयां भार्यां त्यक्त्वा प्रयाति यः।
तस्य पुण्यफलं सर्वं वृथा भवति नान्यथा॥
धर्माचारपरां पुण्यां साधुव्रतपरायणाम्।
पतिव्रतरतां भार्यां सुगुणां पुण्यवत्सलाम्॥
तामेवापि परित्यज्य धर्मकार्यं प्रयाति यः।
वृथा तस्य कृतं सर्वो धर्मो भवति नान्यथा॥
सर्वाचारपरा भव्या धर्मसाधनतत्परा।
पतिव्रतरता नित्यं सर्वदा ज्ञानवत्सला॥
एवंगुणा भवेद् भार्या यस्य पुण्या महासती।
तस्य गेहे सदा देवास्तिष्ठन्ति च महौजसः॥
पितरो गेहमध्यस्थाः श्रेयो वाञ्छन्ति तस्य च।
गङ्गाद्याः सरितः पुण्याः सागरास्तत्र नान्यथा॥
पुण्या सती यस्य गेहे वर्तते सत्यतत्परा।
तत्र यज्ञाश्च गावश्च ऋषयस्तत्र नान्यथा॥
तत्र सर्वाणि तीर्थानि पुण्यानि विविधानि च।
भार्यायोगेन तिष्ठन्ति सर्वाण्येतानि नान्यथा॥
पुण्यभार्याप्रयोगेण गार्हस्थ्यं सम्प्रजायते।
गार्हस्थ्यात् परमो धर्मो द्वितीयो नास्ति भूतले॥
मन्त्राग्निहोत्रं वेदाश्च सर्वे धर्माः सनातनाः।
दानाचाराः प्रवर्तन्ते यस्य पुंसश्च वै गृहे॥
एवं यो भार्यया हीनस्तस्य गेहं वनायते।
यज्ञाश्चैव न सिद्ध्यन्ति दानानि विविधानि च॥
नास्ति भार्यासमं तीर्थं नास्ति भार्यासमं सुखम्।
नास्ति भार्यासमं पुण्यं तारणाय हिताय च॥

धर्मयुक्तां सतीं भार्यां त्यक्त्वा यासि नराधम।
गृहधर्मं परित्यज्य क्वास्ते धर्मस्य ते फलम्॥
तया विना यदा तीर्थे श्राद्धदानं कृतं त्वया।
तेन दोषेण वै बद्धास्तव पूर्वपितामहाः॥
भवांश्चौरस्त्वमी चौरा यैश्च भुक्तं सुलोलुपैः।
त्वया दत्तस्य श्राद्धस्य अन्नमेवं तया विना॥
सुपुत्रः श्रद्धयोपेतः श्राद्धदानं ददाति यः।
भार्यादत्तेन पिण्डेन तस्य पुण्यं वदाम्यहम्॥
यथामृतस्य पानेन नृणां तृप्तिर्हि जायते।
तथा पितॄणां श्राद्धेन सत्यं सत्यं वदाम्यहम्॥
गार्हस्थ्यस्य च धर्मस्य भार्या भवति स्वामिनी।
त्वयैषा वञ्चिता मूढ चौरकर्म कृतं वृथा॥
अमी पितामहाश्चौरा यैश्च भुक्तं तया विना।
भार्या पचति चेदन्नं स्वहस्तेनामृतोपमम्॥
यदन्नमेव भुञ्जन्ति पितरो हृष्टमानसाः।
तेनैव तृप्तिमायान्ति संतुष्टाश्च भवन्ति ते।
भार्या विना हि यो धर्मः स एव विफलो भवेत्॥

(પદ્મપુરાણ, ભૂમિખંડ અધ્યાય ૫૯)

“જે પુરુષ ધાર્મિક આચારનું અને શ્રેષ્ઠ વ્રતનું પાલન કરનારી, સદ્‌ગુણોથી વિભૂષિત, પુણ્યમાં પ્રેમ રાખનારી તથા પવિત્ર હૃદયની પતિવ્રતા પત્નીને એકલી મૂકીને ધર્મ કરવા બહાર જાય છે તેનો તેણે કરેલો બધો ધર્મ વ્યર્થ થઈ જાય છે – તેમાં જરા પણ શંકા નથી. જે બધા પ્રકારના સદાચારમાં લીન રહેનારી, પ્રશંસનીય આચરણ કરનારી, ધર્મસાધનમાં તત્પર, હંમેશાં પાતિવ્રત્યનું પાલન કરનારી, બધી વાતોને જાણનારી તથા જ્ઞાન પ્રત્યે અનુરાગ રાખનારી

છે તેવી ગુણિયલ, પુણ્યશાળી અને મહાસતી સ્ત્રી જેની પત્ની હોય તેના ઘરમાં હંમેશાં દેવો નિવાસ કરે છે. પિતૃઓ પણ તેના ઘરમાં રહીને સતત તેનું કલ્યાણ ઇચ્છે છે. ગંગા વગેરે પવિત્ર નદીઓ, સાગર, યજ્ઞ, ગાય, ઋષિ તથા વિવિધ તીર્થો પણ તેના ઘરમાં હાજર રહે છે. પુણ્યમયી પત્નીના સહયોગથી ગૃહસ્થધર્મનું પાલન સારી રીતે થાય છે. આ ભૂમંડળમાં ગૃહસ્થધર્મથી ચઢિયાતો બીજો કોઈ ધર્મ નથી. જેના ઘરમાં સાધ્વી સ્ત્રી હોય છે તેને ત્યાં મંત્ર, અગ્નિહોત્ર, સંપૂર્ણ વેદ, સનાતન ધર્મ તથા દાન અને આચાર બધું હાજર રહે છે. આ જ રીતે, જે પત્નીથી રહિત છે તેનું ઘર જંગલ જેવું છે. તેણે કરેલા યજ્ઞ અને વિવિધ દાનો સિદ્ધિદાયક નથી હોતાં. સાધ્વી પત્ની જેવું કોઈ તીર્થ નથી, પત્ની જેવું કોઈ સુખ નથી તથા સંસારમાંથી પાર ઊતરવા માટે અને કલ્યાણ-સાધન માટે પત્ની જેવું કોઈ પુણ્ય નથી. જે પોતાની ધર્મપરાયણ સતી સ્ત્રીને છોડીને જતો રહે છે તે મનુષ્યોમાં અધમ છે. ગૃહ-ધર્મનો ત્યાગ કરીને ધર્મનું ફળ ક્યાંથી મળશે ? પોતાની પત્નીને સાથે લીધા વિના તેં તીર્થમાં જે શ્રાદ્ધ અને દાન કર્યું છે તે જ દોષથી તારા પૂર્વજો બંધાયા છે. તું ચોર છે અને તારા આ પિતૃઓ પણ ચોર છે, કારણ કે તારું આપેલું શ્રાદ્ધનું અન્ન તેમણે લોલુપતાવશ ખાધું છે. તેં શ્રાદ્ધ કરતી વખતે પોતાની પત્નીને સાથે રાખી નહોતી તેથી તારું આ કાર્ય વ્યર્થ થયું છે. જે સુયોગ્ય પુત્ર શ્રદ્ધાપૂર્વક પોતાની પત્નીએ આપેલા પિંડથી શ્રાદ્ધ કરે છે તેનાથી જ તેના પિતૃઓને અમૃત પીધા જેવી તૃપ્તિ થાય છે – આ હું સાચે-સાચું કહી રહ્યો છું. પત્ની જ ગૃહસ્થધર્મની સ્વામિની છે, તેના વિના જ તેં શુભ કર્મોનું જે અનુષ્ઠાન કર્યું છે તે ખરેખર તારી ચોરી છે. જ્યારે પત્ની પોતાના હાથે ભોજન તૈયાર કરીને આપે છે ત્યારે તે અમૃતના જેવું મીઠું હોય છે. એ અન્ન

પિતૃઓ પ્રસન્નતાથી જમે છે તથા તેનાથી જ તેમને વિશેષ સંતોષ અને તૃપ્તિ થાય છે. તેથી, પત્ની વિના જે ધર્મ કરવામાં આવે છે તે નિષ્ફળ થાય છે.''

આ કેટલાંક અવતરણોથી સિદ્ધ થાય છે કે હિન્દુ-શાસ્ત્રોએ સ્ત્રીનો જેવો આદર કર્યો છે તેવો વિશ્વમાં ક્યાંય કોઈ ધર્મે કર્યો નથી. દેવી તથા માતાના રૂપમાં કુંવારી-અવસ્થાથી જ સ્ત્રીની પૂજાનું વિધાન હિન્દુ-શાસ્ત્રોમાં જ છે. હિન્દુ-શાસ્ત્રનો અર્થ નહિ સમજનારાઓ અથવા શાસ્ત્રથી અજાણ અને પોતાનું મનમાન્યું કરનારા કેટલાક હિન્દુ-પુરુષોનો સ્ત્રીઓ પ્રત્યેનો અસદ્-વ્યવહાર જોઈને હિન્દુધર્મ તેમ જ શાસ્ત્રોને દોષ આપવો એ સર્વથા અજ્ઞાનમૂલક છે.

